I go, but if I go with
a truth not yet voiced
that very truth will
seek me and gather me,
and again shall I come..

❶

આકે પુરનમ કર દો ફિઝાંકો
રંગ જમતા નહિ ચાંદની કા !

❷

શહર – દર–શહર કર્યા–દર–કર્યા *
સાલ–હા–સાલ મેં ભટકના હૂં
બારહા યૂં હુઆ કિ યે દુનિયા
મુઝકો ઐસી દિખાઈ દી જૈસે
સુબહ કી ઝૌ મેં + ફૂલ ખીલતા હો
બારહા યે હુઆ કિ રોશન ચાંદ
યૂ લગા જૈસે એક અંધા કુઆં
યા કોઈ ગહરા ઝખ્મ રિસ્તા હુઆ
મૈં બ–હર–કેફ – ફિર ભી ઝિન્દા હૂં
ઔર કલ સોચતા રહા પહરોં
મુઝ કો ઐસી કોઈ લગન તો ન થી
હર જગહ તેરી યાદ કયોં આયી !

❸

* શહેરશહેર–ગામગામ, + ઉજાસ, – હરેક પરિસ્થિતિમાં

તમે જે જીવનભર જીવ્યું ને દીધું,
તમારું રે, તમને રહ્યું અર્પવું !
ભરી અંજલિમાં આ ફૂલો, આ આંસુ
ધરી અર્ઘ્યરૂપે રહ્યું રાચવું !



મારા પ્રિય અને
પૂજ્ય સદ્‌ગત
મોટાભાઈ શ્રી
નાથાલાલ
દત્તાણીની
પુણ્યસ્મૃતિને—

ઈસ ભરે શહરમેં કોઈ ઐસા નહીં
જો મુઝે રાહ ચલતે કો પહચાન લે
ઔર આવાઝ દે 'ઓ બે, ઓ સર ફિરે'
દોનોં ઈકદૂસરેસે લિપટકર વહીં
ગિર્દોપેશ * ઔર માહૌલ + કો ભૂલકર
ગાલિયાં દેં, હસેં, હાથાપાઈ કરેં
પાસ કે પેડ કી છાંવ મેં બૈઠકર
ઘણ્ટોં ઈક દૂસરે કી સુનેં ઔર કહેં
ઔર ઈસ નેક રૂહોં કે બાઝાર મેં
મેરી યે કીમતી બેબહા = ઝિન્દગી
એક દિન કે લિએ અપના રુખ મોડ લે.

* આસપાસ, + વાતાવરણ, = બહુમૂલ્ય



જન્મ ૧૦-૧૨-૧૯૨૯
અવસાન ૮-૧૨ ૧૯૬૦

—ગુણવંત પરાટે—

અનુભવસમ્પન્ન દીર્ઘદૃષ્ટિ, વય ના પ્રમાણમા ઘણી વિશેષ સૂઝ, વિવિધ ભાષાના વિવિધ સાહિત્યનો અભ્યાસ વિપુલ વાચન, પ્રખર પરિશીલન હૃદયથી જીવવાની તેમજ બીજાને માટે ઘગને ને પગને ઘસાઈ છૂટવાની સૌમ્ય જીવનશૈલી અને એવી જ વિવેકપીન સૌન્દર્યમય સત્ત્વભરી સાહિત્ય શૈલી—આ એમની વિશેષતા હતી

એમનું સમ્ગારજીવન પણ ધમ ધમતુ રહ્યું ૧૯૫૬મા પોરબન્દર નગર પાલિકામાં ચૂટાયા ત્યારથી તે જીવનના અત સુધી એમણે શહેર સુધરાઈમા પોતાની પ્રેમભરી નિસ્વાર્થ સેવાઓ આપી એમની તટસ્થ નિખાલસ કાર્યરીતિએ તેમજ દૃષ્ટિવત યોજનાઓએ સુધરાઈના લગભગ દરેક ક્ષેત્રમા વિશિષ્ટ પ્રદાન કર્યું

આ ઉપરાત 'પોરબંદર તાલુકા યુવક કૉંગ્રેસ' ને ભારત સેવક સમાજ જેવી ઘણી ઘણી સસ્થાઓ એમની સેવાઓથી સમૃદ્ધ બની અને આમ પોરબ દરના સસ્કારઆગણે એમની પ્રેરણાથી અનેક સાસ્કૃતિક પ્રવૃત્તિઓ પાગરતી રહી

સુરેખ સારગર્ભ પાસાદાર મર્માળી ચિન્તનકણિકાના આ પ્રકાર પ્રત્યે એમને ભારે અનુરાગ હતો—એટલો કે ગુજરાતમા ચિન્તનકણિકા અને 'નાથાલાલ દવાણી' પરસ્પરના પર્યાય થઈ પડ્યા માનવજીવનનાં આનદ

અને વિષાદને—સ્મિત અને અશ્રુને—પોતાની સૌન્દર્યકણિકામા ધબ કતા કરવાની અને એ જ રીતે એમદ લહેરાતા સૂતમા જીવનનો કોઈ મર્મ, કોઈ રહસ્ય કે અનુભવનો કોઈ નિષ્કર્ષ આપી દેવાની એમની શૈલીની શક્તિ પાછળ એમની નૈસર્ગિક જીવનશૈલીનુ પણ બળ હતુ જેવા સયમ, લાઘવ અને લાક્ષણિકતા એમની જીવનરીતિમા હતા તેવા જ એમની કણિકામા પ્રગટયા

ગુલાબની પેઠે કટકો વચ્ચે પણ એમની જીવનકલા કુસુમિત રહી એ જીવનકલાનુ રહસ્ય હતુ જીવનના કુરૂપ-સુરૂપ સાથેનુ, સમતા-વિષમતા સાથેનુ, સવાદ-વિસવાદ સાથેનુ સ્નેહભર્યું સમાધાન અને જીવનને જોઈજાણી લીધા પછી આવતી વિવેકશીલ મધુર સમજણ એમના હૃદય-રસથી રસાઈને જે કઈ આવ્યુ તે જીવન અને સાહિત્ય પ્રત્યેની અનન્ય પ્રીતિ અને ભક્તિરૂપે આવ્યુ કોઈ શુભ સૌન્દર્યમય આવિષ્કારને ઝખતી આરાધનારૂપે આવ્યુ

અને આ કારણે જ ખૂબ વ્યાધિ વચ્ચે પણ જીવનના અતિમ દિવસો સુધીનુ એમનુ આત્મમગ્ન અણનમ રહ્યુ શ્રદ્ધા હરિયાળી રહી પ્રસન્ન મધુર પ્રેમાળ સ્મિત વેરતુ એમનુ સુકુમાર સૌમ્ય વ્યક્તિત્વ એવુ જ અક બધ રહ્યુ.

આમ પ્રૌઢ કવિ તત્વજ્ઞાનીને વરી હોય એવી વિશદ બાનીમા એક દાયકા સુધી મનનાત્મક ભાવસભર સાહિત્ય વેરતા વેરતા આ કલામાર ૩૧ વર્ષની કુમળી કુસુમવયમા જ આપણી વચ્ચેથી વિદાય થઈ ગયો કણની કવિતાનો આ ગુનામી ગાયક ફૂલ જેમ ખીલ્યો તો પરિમલ જેમ વેરાઈ ગયો





માનહૈયાની અનત અનુભૂતિઓ, ઝખનાઓ, આનદ-વેદના અને અશ્રુ વ્યક્ત થવા મથે અને જે કાઈ સર્જાય તે સર્જન તે પછી ગમે તે માધ્યમ દ્વારા વ્યક્ત થાય—વાણી, રગ, રેખા, સૂર, સાઝ, શિલ્પ—ગમે તે દ્વારા આ અભિવ્યક્તિ નિર્માણની—સર્જનની કક્ષાએ ત્યારે જ પહોંચે જ્યારે તે માત્ર અભિવ્યક્તિ જ ન રહેતા નવા પરિમાણ પામે, નવો વિસ્તાર સાધે પણ આ નવો વિસ્તાર પણ ત્યારે જ સધાય જ્યારે આ અભિવ્યક્તિ આકારના સૌદર્યની સાથેસાથે સૌદર્યના આકારને પણ સિદ્ધ કરે આમ ન કરી શકે તે સર્જન સર્જન ન રહે–માત્ર metaphysical form બની જાય

વાણીની બાબતમા પણ આમ જ છે શબ્દ એ આખરે મૌનનુ જ રૂપ છે મૌન એ મૂળ છે, જે પોતે પોતાની જ માટીમા રોપાએલ છે એનાં ઊડાણોમા રહીને એ ઉપર આવે છે—શાખમાં લહેરાય છે, પર્ણોમા પથરાય છે, ફૂલમા ડોકાય છે ફળમા પક્વ થાય છે અને આખરે બીજ બની પોતાની જ માટીમા રોપાઈને પોતે પોતામા જ સમાઈ જાય છે શબ્દનું ફૂલ આ મૌનનુ ઉપર આવેલુ મૂળ જ છે એની સુકુમાર પાખડીઓ ઉપર સુદરતા તુષાર બની ઠરે છે તો એના હૈયાની ફોરમ હવામા વિસ્તરી હવા જેટલો જ વિસ્તાર મેળવે છે

આ મૌનનો ઉદ્દગાર તે શબ્દ આ શબ્દ જે શબ્દ કહે તે ઝીનવો સહેલ નથી લહિયા અમથાય બનાય પણ મૌન લખાવે ને લખાય તેવા લહિયા બનવુ કઠિન છે પહેલામા હાથની યાત્રિક શક્તિથી કામ ચાલી શકે, બીજામા તો કઈ બીજુ જ જોઈએ આ બીજુ તે—હૈયાની જાગૃત સાવધાન ભૂમિકા, શબ્દના સચારને પણ સવેદતી સરવી ઇન્દ્રિયો, લોહીના પ્રવાહમા એકરૂપ થઈ ગએલો

લયપ્રવાહ, રોમરોમમા રોપાઈ ગએનુ ગીતનુ સગીત ને સૌન્દર્યને જોવાની અનુભવવાની, માણવાની ગોહક કલાની સાથોસાથ એક Vision—આવુ —

> To see a world in a grain of sand,
> And a Heaven in a wild flower,
> Hold Infinity in the palm of your hand
> And eternity in an hour !

—આ બધુ મળે ત્યારે શબ્દ ઝીલાય—એ શબ્દ જે મૌન લખાવે છે—જે પ્રભુનો ઉદ્ગાર છે પણ કલાકારનો પથ તો કઠિન છે હજુ—દૂર છે મઝિલ કારણ કે શબ્દને ઝીલ્યા માત્રથી નહિ ચાલે ઝીલીને સઘરી રાખવાથી તો એને બધન આપ્યુ કહેવાશે એને તો મુક્ત કરવો ઘટે—વિકસાવવો ઘટે—વિસ્તારવો ઘટે વાદળી જેવી રીતે વર્ષાને પોતામા ભરીને માત્ર એનુ વહન જ નથી કરતી, એને મુક્તિ આપે છે, વરસાવે છે, નવો વિસ્તાર આપે છે—તેમ પોતાના હૈયાફૂલની ફોરમનો પાસ આપ્યા સિવાય આ શક્ય નથી વાણીના નિર્માતાએ મૌનના રેશમમાથી જે સૌન્દર્યપટ સર્જવાનો હોય છે એ તો જ સર્જાય જો મૌનના આ રેશમમા કલાકારના હૈયાનુ રેશમ ભળે—કારણ કે ચાર હોઠના મિલન વિના ચૂબનનું કાવ્ય સર્જાતુ નથી, હૈયેહૈયા મળ્યા સિવાય પ્રીતની ક્ષિતિજ બનતી નથી પણ આ તાણાવાણા વણાયા પછી જે સૌન્દર્યપટ સર્જાશે તે ખરેખર તિલસ્મી હશે—એની આ-રી અસુન્દર પણ સુન્દર બની જશે ને ભવ્યની ભવ્યતા તો પ્રગટ થશે જ, પણ કણની કવિતા પણ કુમકુમ પગલી પાડતી દોડી આવશે

આ કણની કવિતા ગાવાનુ સૌભાગ્ય મળ્યુ છે આ કણના કવિને ! અને એ કણ પણ કેવા ?—ઉલ્લાસ ને અશ્રુ જેવા, સયોગ ને વિયોગ જેવા, સ્વપ્ન અને સિદ્ધિ જેવા, જિન્દગી ને મોત જેવા કયારેક વિરાટ—ખીણ ઉપર ઝળુબી રહેલા ધુમ્મસ જેવા, સૂરજ—ચદ્ર જેવા, ચાદનીના સાગર જેવા, મેઘના ઘટાટોપ જેવા, ગાઢ વનરાઈ જેવા તો કયારેક નાન

કલા—આસુનુ બિન્દુ, ઝનકતા ઝમની ઝનકાની લહેર, હો'નુ ગીતમય કંપન, પાંખીનં ઉડ્ડયન, ફૂલપાદડી ઉપરના ઝાકળબિન્દુમાં પુરાઈને પોઢી જાઈ રહેલી—અગ્નિનો શ્વાસ માણી રહેલી—કાળની કોઈ કુસુમમય ક્ષણ—આ બધા જેવા !

મને તો કણની કવિતાને ગાતા આ કલાસ્વરૂપમા ભારોભાર શક્યતાઓ ભરેલી દેખાય છે સાહિત્યના આ સક્ષિપ્ત સ્વરૂપનો ફલક બહારથી નાનો દેખાય, પણ અંદરથી આભને ઝીલે તેવો છે એનો બાહ્ય વિન્યાસ લહેર જેવો લાગે, પણ આંતરિક શક્તિ સાગરની છે એના આ વિન્યાસની રચનાભંગીઓની છટા પણ વિધવિધ છે વર્ણમાધુર્ય, રૂપકો, અનંગને રીતાના ચારુ સૌન્દર્યને અહી ઊજગો અવકાશ છે તો ગદ્યના ગૌરવની સાથોસાથ પદ્યનુ લયમાધુર્ય પણ અહી પગની પાડે છે સાચી રીતે નિષ્ઠાથી ખેડાય તો આ નાનકડો કાવ્યપ્રકાર આકારના સૌન્દર્યની સાથોસાથ સૌન્દર્યના આકારને પણ સિદ્ધ કરવાની શક્યતાઓનો અણસાર આપે છે, કારણ કે ફૂલ જેવા એના મનોયમ માસુમ સુકુમાર કદમા પરાગનો એવો પ્રાણ ધબકે છે, જે વાયુ જેટલો વિકાસ પામવાનું કૌવત ધરાવે છે

—અને આ બાગ પણ આવા ફૂલોથી ફોરમફોરમ છે અહી ડોલર ને મોગરો, કેવડો ને કેતકી, રાતરાણી ને ચંપો, ગુલાબ ને ગુલમહોર બધા જ ઊઘડ્યા છે આ ફૂલો ઉપર થઈને વહેતી હવાનો લોચનિયે થતો સજી રૂપાળો સુવાસિત સ્પર્શ અનુભવી ફૂલફૂલને આ ફોરમદરિયે ડૂબી જવા દિલ થાય છે —કારણ કે ફોરમરૂપે કલાકાર ખુદ અહી પ્રસરી ગયો છે

અહી આ મૌનના રૂપેરી પ્રવાહમા સર્જક સ્વર ડૂબી ગયો છે અને શબ્દના પદ્મની પરંપરારૂપે ઉપર આવ્યો છે અહી એટલે જ હવે પરાગપરાગ છે— બધુ જ પરાગપરાગ છે

'સ્નેહ-સગમ'
રામટેકરી રોડ
પોરબન્દર
૩૧-૩-'૬૬

ડૉ. ચન્દ્રકાન્ત દત્તાણી

નાથાલાલ દત્તાણીના નામ આગળ સ્વર્ગસ્થ શબ્દ મૂકતા હૃદય આચકો અનુભવે છે આટલા આટલા વર્ષો થઈ ગયા છતા એ ચાલ્યા ગયા છે એ વાત જાણે હૃદય માની શકતુ નથી જેવો પોરબન્દર નજીક પહોચુ છુ કે મનમા સૌ મળનારા મિત્રોના ચહેરાઓ સ્થિર થઈ જાય છે—રતિલાલ છાયા, સુધાશુ, જગદીશ અને છગનલાલ પરમાર, દેવજી મોઢા, ડૉ ચાવડા અને ડૉ ઝાલા અને નાથાલાલ દત્તાણી એ બધા મિત્રો સામે આવશે, હસશે, હાથ મિલાવશે, નયનમા બધાના સ્નેહનો આખો સાગર છલકી ઊઠશે ઘેર જઈશુ, થોડી વાર પછી બધાયે ધીમે ધીમે વીખરાઈ જશે છેવટે જશે નાથાલાલ—'ગુલામભાઈ, પાછો તરત આવુ છુ હો,' કહીને ને પાછા એ તરત આવી પહોચશે ને દિવસનો જેટલો ભાગ રહી શકાય તેટલો મારી સાથે જ રહેશે બધા મિત્રો જોડે વાતો થશે, તડાકા મરાશે, ઉગ્ર ચર્ચાઓ પણ થશે પણ એ તો બને તેટલા શાત જ બેઠા રહેશે માત્ર તેમના ચહેરા ઉપર સ્મિત પથરાએલુ રહેશે—નિરન્તર, એ સમગ્ર સમયાવધિ માટે

આજે મારી સામે એમનુ પ્રસિદ્ધ થનાર પુસ્તક 'પદ્મપરાગ' પડ્યુ છે ત્યારે મને તો એ પુસ્તકની લીટીએ લીટીમાથી એ સદ્‌ગત સુહૃદનુ નિર્મળ અને પ્રેમભર્યું સ્મિત જ દેખાયા કરે છે અને દેખાયા કરે છે જિન્દગીની આ મહેફિલમાથી નિરામય રીતે જે વાનગીઓ માણી શકાય તે માણવાની વૃત્તિ નિરામય રીતે માણેલી એ વાનગીઓ પણ કેવી સઘન અને છતા કેવી રસપૂર્ણ હતી, અને એમના જઠરમાથી પચીને એ કેવુ નિર્મળ છતા ઘનિષ્ઠ લોહી બનાવી દેતી એની સાબિતી આ પુસ્તકમા સઘરાએલી તેમની ચિન્તનકણિકાઓ પૂરી પાડે છે આ પુસ્તકના નામ સાથે જરા રમત કરીને કહુ

તો નાથાનાલ પણ હતા, અને આ પુસ્તકરૂપી એમનો પરાગ આપણે માટે એ મૂકી ગયા છે

નહિતર માર્રિત હતી એમની જિન્દગી તો અઢાર વર્ષની કુમળી વયે આખા કુટુમ્બની જવાબદારી તેમને શિરે લદાએલી હતી અભ્યાસ મૂકી દેવો પડ્યો, સંસારમાં જોતરાવું પડ્યું, મનની ઘણીઘણી મહેચ્છાઓ મનમાં રહી ગઈ છતાં હૃદયના દ્વાર તેમણે હંમેશા ખુલ્લા જ રાખ્યા, ને કર્તવ્યને મોખરે મૂક્યા સિવાય હૃદયના કોશને પણ એ છલ્યા ત્યાં સુધી સમૃદ્ધ કરતા જ રહ્યા પોતે નહોતા ભણી શક્યા કંઈ નહિ નાનો ભાઈ તો છે ને ? ચંદુને ભણાવીશ ચંદુને ભણાવ્યો ને એનો સંતોષ અનુભવ્યો એ ચંદુભાઈ જ્યારે ડૉ ચન્દ્રકાન્ત દત્તાણી તરીકે જાહેર થયા ત્યારે નાથાનાનભાઈનો આનંદ જોયો હોય ! ચન્દુભાઈ પોતે જ લખે છે

‘ એક બપોરે અમે સૌ જમવા બેઠા હતા ત્યારે મારો પાસ થવાનો તાર આવ્યો ત્યારે ભાઈએ ભાભીને કહ્યું ‘હવે મારાથી જમાશે નહિ મારું અંતર તો આનંદથી ભરાઈ ગયું છે’ ને એ પછી આનંદના પરમ આવેગમાં તેઓ જમેના જ નહિ (‘નવચેતન’ એપ્રિલ '૬૨)

પણ એમનો આ પ્રેમ માત્ર ભાઈમાં જ કે કુટુમ્બમાં જ સીમિત નહોતો રહ્યો એ તો સમગ્રમાં પથરાઈ જવા માગતો હતો એટલે તો એમણે પોરબંદરમાં જ અનેક પ્રવૃત્તિઓ ઉપાડેલી શહેરની નગરપાલિકાના તેઓ સભ્ય બન્યા હતા અને તેની અનેક સમિતિ–ઉપસમિતિઓમાં મહત્ત્વનું કામ કરતા શહેરમાં ‘યુવક કૉંગ્રેસ’ની વિધિસરની સ્થાપના પણ તેમણે જ કરેલી એ સંસ્થા દ્વારા પોરબંદરમાં અનેક પ્રકારની સંસ્કારપ્રવૃત્તિઓનો પ્રારંભ થયો આ માસના ગીતો’નો કાર્યક્રમ પણ મને ખ્યાલ છે ત્યાં સુધી, યુવક કૉંગ્રેસની પ્રવૃત્તિને ફાળે જ જાય છે એ નાથાનાલ-ભાઈનો સંગીતનો રસ પણ બતાવે છે એ રસની પૂરી સિદ્ધિ તેમણે વિશ્વકર્મા વૈજયન્તિ રાસ–ગરબા સ્પર્ધાની સ્થાપના કરીને મેળવી શરદ પૂનમને દિવસે પોરબંદરની પ્રજાને રાસગરબાના સુમધુર સ્વરથી ભરી દેવાની કાર્યવહીમાં તેમનો ફાળો નાનોસૂનો નહોતો

અને મે આગળ જણાવ્યુ તેમ તેમની ત્રીજી ભાવનાનાં જ આ બધાં સુફળ હતા એ ભાવના એમનામા કેટલી પ્રબળ હતી તે તો આ 'પદ્મપરાગ' પુસ્તકનુ પહેલુ વાકય જ સિદ્ધ કરી આપે છે શ્રી દત્તાણીનુ એ વાકય છે

'મારે મન પ્રેમ એ પરમેશ્વર છે, એ પ્રેમ જે સત્ય-શિવ-સુંદરનો ત્રિવેણીસંગમ છે.'

એ ત્રિવેણીસગમ સાધવામા નાથાલાલ દત્તાણીએ જિન્દગીનો સદુપયોગ કર્યો હતો તે તો તેમની કાર્યરત સેવાપરાયણ જિન્દગીની સાથોસાથ તેમની સાહિત્ય ને કલા પ્રત્યેની પ્રીતિભરી જિન્દગી જ સાબિત કરી જાય છે આટલી ઉમરે પણ—એકત્રીસ વર્ષની ભરજુવાન વયે તો એમની જિન્દગાની લીલા સકેલાઈ ગઈ હતી તેમણે કેટલુ બધુ લખ્યુ હતુ ! કાવ્યો, વાર્તાઓ, ચિન્તનકણિકાઓ અને અ ય લખાણો ઉર્દૂ શાયરી એમને કેટલી બધી પ્રિય હતી એ તો એમની સાથે કનાકો ગાળનાર જ જાણી શકે વાર્તાઓમા પણ તેમની ઊગતી જતી શક્તિના દર્શન થતા હતા કદાચ એ દિશામા તેમના પ્રયત્ને તેમને સારી એવી સિદ્ધિ અપાવી હોત પણ તેમની અભિવ્યક્તિનુ મુખ્ય વાહન તો તેમની ચિન્તન કણિકાઓ હતી, તેમનો પદ્મપરાગ હતો એને તો એમના એ પ્રિય પ્રકારને અલગ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામા આવે છે એ સર્વથા યોગ્ય છે આ ની બધી કણિકાઓ એ માણસને સૂઝી કેમ હશે ? કેટલા બધા ભાવ, સ્થિતિ વિચાર, ચિન્તનનુ વહન કરે છે આ કણિકાઓ ! ને છતા બહુ જ ઓછી જગ્યાએ એક ને એક વાતનુ પુનરુક્થન એ બધામા થાય છે પાસાદાર શૈલીમા એમનુ ચિન્તન,કણિકાઓમા વહેચાઈ જઈને આ પુસ્તકના પાનાઓ પર વહેતુ રહે છે

આગળ મે એમના જીવનમા એમને સહેવા પડેલ ઝટાઓનો ઉલ્લેખ કર્યો છે ને જતા ગે કહ્યુ છે કે એમના ચહેરા ઉપર હમેશા સ્મિત જ પથરાએલુ રહેતુ એ યોગ પ્રાપ્ત કરનાર માણસ જ નખી શકે કે—

> રે પ્યારા ગુલાબ, સદા કંટકની સોબતમાં રહેવુ
> છતા સ્મિતને સલામત રાખવું.

કુસુમિત જીવનકલાનું આ ખુશબોદાર
ગુલાબી રહસ્ય તું મને એકવાર તો કહે ! [પૃ. ૧]

એ રહસ્ય સુનાએ એમને જરૂર કહ્યું જ હતું !

આજે જીવનનો સંઘર્ષ જ્યારે આટલો ભરડો ભરડો લઈ રહેલ છે ત્યારે એમના ચિંતનની આ કાંડી પણ ખૂબ જ આશ્વાસક થઈ પડે તેમ છે

જીવનસંઘર્ષ ભુજંગ બની ચોતરફથી જ્યારે
ભરડો લઈ રહ્યો છે ત્યારે હસતાં હસતાં સહેવું
અને સહેતાં સહેતાં હસવું એ જ એકમાત્ર
જીવનને જીવવા જેવું રાખવાનો તરણોપાય છે. [પૃ. ૧]

વિવિધ વિષયોના વિવિધ ભાવોના પરાગ આ પદ્યે સંઘર્યા છે અને તેમાથી ઊડતો પરિમલ છૂટે હાથે ચારે દિશામા વેરી દીધો છે એમા ઉ માસભર, કવિત્વમય, ઊર્મિપ્રચુર ચિન્તનો છે, તો વ્યવહારમા જેનુ સત્ય નિત્ય ઉતારવાનુ હોય એવી જીવનનો સાર સમજનાર સુજ્ઞ મનુષ્યની વાણી પણ છે એમા જીવન વિશે અભિનવ ઉલ્લેખો ને આવેખો છે તો મૃત્યુને નિરદાવતા પણ અનેક ખડો છે જાણે આ જુવાન માણસને જીવનની જોડેજોડે જ મૃત્યુ જોડે પણ બાથ ભીડવાની છે એનો ખ્યાલ સતત આવતો રહેતો ન હોય ! તેઓ કહે છે

મોત એ જીવનનો કંઈ અંત નથી,
પણ છે નવજીવનનું પ્રભાત.
મોત નથી આવ્યું,
લાંબી સફરમાં જરા નીંદ આવી ગઈ. [પૃ. ૧૫૯]

પણ તેમનો મુખ્ય ઉચ્ચાર તો જીવનનો છે, જીવનમાની શ્રદ્ધાનો છે એ માટે એક કવિત્વમય ઉદાહરણ જોઈએ

' કાજળશ્યામ રાત હતી.
ભારે નિરાશાએ મને એ રાતે ઘેર્યો હતો. તનને કરાર ન હતો, મન બેચેન હતું, આંખોમાં નીંદ નહોતી. રાત આખી હું નિરાશાના અંધારમાં અટવાયેલો રહ્યો અને રહીરહીને મેં તારલાઓને પૂછ્યા કર્યું - 'નિરાશા મારી કદી દૂર થશે ખરી?'

પણ નટખટ તારલાઓ તો ન બોલે કે ન ચાલે ! માત્ર મરક
મરક હસ્યા જ કરે.
મૂંઝવણ મારી વધતી ગઈ, અને એમ રાત પણ. અરુણોદય
પહેલાં અંધકાર પ્રગાઢ બને જ ને ? આખરે વીતી રાત ને
ઊગ્યું પ્રભાત. પ્રભાતના પહેલા કિરણે હાસ્યનાં કેસૂડાં વેરતાં
મને પૂછ્યું : ' આપું તારા પ્રશ્નનો ઉત્તર ? '
મેં કહ્યું : ' નહિ તો ' ઉત્તર મળી ગયો મને ! '

—'એ વખતે તન મારું હળવું ફૂલ થઈ ગયું હતું.
મન ચેનની બંસરી બજાવતું હતું, આંખોમાં અનોખું
તેજ ઝળક ઝળક થતું હતું અને સ્વરમાં મારા,
શ્રદ્ધાનાં લાખલાખ કિરણો ચકચક થતાં હતાં !'

(પૃ ૮૮)

એ શ્રદ્ધાની ખુમારી જ એમની પાસે ગવડાવે છે

હોય પૂનમ ચાંદની કે હો અમાસી અંધકાર,
ધ્રુવ એના સ્થાન પર નિશ્ચલ અને છે નિર્વિકાર !

(પૃ ૧૫૩)

આવા કાવ્યમય ટુકડાઓ—ગદ્ય અને પદ્ય બન્નેમા —નાથાભાન દત્તાણીના લખાણોમા ઠેરઠેર વેરાએના પડ્યા છે તેમાથી વીણાય તેટલા વીણીને તેમના લઘુ બન્ધુ ડૉ ચન્દુભાઈ દત્તાણીએ બને તેટલા અહી આપણી સમક્ષ ગોઠવી દીધા છે એ ટુકડાઓને, કણિકાઓને, પદ્મના એ પરાગને આપણે નજદીકથી જોઈએ છીએ ત્યારે એમાથી આપણને જાણે એક જાતની મહેક આવતી અનુભવાય છે, ને આપણા કાનમા સ્વ નાથાભાનનુ એક વાક્ય અથડાય છે 'બહેકો નહિ, મહેકો ' (પૃ ૫૪)
ખરેખર, એ તો જીવન જીવી ગયા અને મહેક મૂકી ગયા
આપણે બધા એ મહેકને મન ભરીને માણીએ તો એમનુ જીવ્યુ પણ સાર્થક ગણાય અને તેમનુ મૃત્યુ પણ ધન્ય બની જાય

વિલેપાર્લે તા ૬-૧૨-'૬૫ | ગુલાબદાસ બ્રોકર

# પ્રકાશકીય

પ્રભુની કૃપાથી અશક્ય પણ શક્ય બને છે 'જનકલ્યાણ' તેનો જીવતોજાગતો દાખલો છે કોઈપણ ગુજરાતી પત્રને, કોઈ પણ કાળમા, જેટલો સહકાર નથી સાપડ્યો એટલો આવકાર 'જનકલ્યાણ'ને મળ્યો છે હજી પણ ઉત્તરોત્તર તેનો વિકાસ થતો જ રહેશે એવો પાકો વિશ્વાસ છે

માસિકની અભૂતપૂર્વ સફળતાથી પ્રેરાઈને, આ ટ્રસ્ટના મૂળભૂત હેતુને અનુલક્ષીને, અમે પુસ્તકપ્રકાશન પ્રવૃત્તિ હાથ ધરી છે સસ્તા, સારા ને સાત્ત્વિક પુસ્તકો, આ કારમી મોઘવારીમા પણ જનતાને સોઘી કિંમતે મળી રહે તે અમારો મુખ્ય આશય છે

એ દિશામા પણ અમને અપૂર્વ આવકાર મળ્યો છે પ્રત્યેક પ્રકાશનની પ્રથમાવૃત્તિ ૫૦૦૦ નકલોની પ્રગટ કરીએ છીએ છતા, લગભગ દર એક યા બે વર્ષે નવી આવૃત્તિ છાપવી પડે છે ગુજરાતની પ્રજા કદર હીન નથી તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે

આ પુસ્તકના લેખક સ્વર્ગસ્થ શ્રી નાથાલાલ દવાણી સાથે આ સસ્થાને આત્મીય સબધ હતો બીજી કોઈ પણ સસ્થા કરતા અમારા માટે તેમને સવિશેષ પક્ષપાત હતો તેમનું આ પુસ્તક તેમની હયાતીમા પ્રગટ થઈ શક્યુ હોત તો વધુ આનદ થાત છતા, મોડે મોડે પણ તેના પ્રકાશનનું સદ્ભાગ્ય અમને જ મળે છે એથી સતોષ અનુભવુ છુ

આ પ્રકાશન ગુજરાતી સાહિત્યમા આગવુ અર્પણ છે આવા પ્રાણવાન પ્રકાશનો ગુજરાતી ભાષામા ખૂબ જ ઓછા છે તેની તમામ આવૃત્તિઓ છાપવાના હક્ક આ સસ્થાને આપવા બદલ શ્રી ચદુલાલ દવાણીનો ખૂબ આભારી છુ આ પ્રકાશનને પણ યથોચિત આવકાર મળશે જ એવી શ્રદ્ધા સાથે વિરમુ છુ

મણિનગર,
અમદાવાદ-૮
૧૫-૩-૬૬



શ્રી પુનિત સેવા ટ્રસ્ટ વતી,
ચદુલાલ શકરલાલ પ્રજાપતિ



- મારે મન પ્રેમ એ પરમેશ્વર છે—એ પ્રેમ, જે સત્ય-શિવ-સુન્દરનો ત્રિવેણી સંગમ છે.
- રે, પ્યારા ગુલાબ ! —સદા કંટકની સોબતમાં રહેવું, છતાં સ્મિતને સલામત રાખવું—કુસુમિત જીવનકલાનું આ ખુશબોદાર ગુલાબી રહસ્ય તું મને એક વાર તો કહે !
- તમે જ તમારું બંધન છો ને તમારી મુક્તિ પણ તમે જ છો.
- હું બધું જ ગુમાવવું પસંદ કરું, પરંતુ જીવન પ્રત્યેની શ્રદ્ધાને તો કદી જ નહિ.
- પ્રેમમાત્ર સુન્દર છે.
- કંટકથી વિંધાયા વિના હૈયાનું ગીત ગુલાબી નથી બનતું—પછી એ કંટક પ્રેમનો હોય કે વેદનાનો.
- દેવતા મારા ! હું તો વાંછું છું પુરુષાર્થનું તપ,—સાફલ્યનું વરદાન નહિ.
- અખિલ જીવનમાં જેણે કદી આંસુ સાર્યાં નથી, મને કહેવા દો કે, એણે જીવનને કદી પ્રેમ પણ કર્યો નથી.
- મોતની મુસકાન માગી હતી, શેતલ જિન્દગી નહિ !
- યુદ્ધને પ્રેમના આયુધે જીતે એ બુદ્ધ !
- ઈર્ષારૂપી ઢાલની બીજી બાજુ એ પણ છે કે, સારું સર્વનું હોવું જોઈએ—સર્વને મળવું જોઈએ !

# પ્રકાશકીય

પ્રભુની કૃપાથી અશક્ય પણ શક્ય બને છે 'જનકલ્યાણ' તેનો જીવતોજાગતો દાખલો છે કોઈપણ ગુજરાતી પત્રને, કોઈ પણ કાળમાં, જેટલો સહકાર નથી સાંપડ્યો એટલો આવકાર 'જનકલ્યાણ'ને મળ્યો છે હજી પણ ઉત્તરોત્તર તેનો વિકાસ થતો જ રહેશે એવો પાકો વિશ્વાસ છે

માસિકની અભૂતપૂર્વ સફળતાથી પ્રેરાઈને, આ ટ્રસ્ટના મૂળભૂત હેતુને અનુસરીને, અમે પુસ્તકપ્રકાશન પ્રવૃત્તિ હાથ ધરી છે સસ્તા, સારા ને સાત્ત્વિક પુસ્તકો, આ કારમી મોંઘવારીમાં પણ જનતાને સોંઘી કિંમતે મળી રહે તે અમારો મુખ્ય આશય છે

એ દિશામાં પણ અમને અપૂર્વ આવકાર મળ્યો છે પ્રત્યેક પ્રકાશનની પ્રથમાવૃત્તિ ૫૦૦૦ નકલોની પ્રગટ કરીએ છીએ છતાં, લગભગ દર એક યા બે વર્ષે નવી આવૃત્તિ છાપવી પડે છે ગુજરાતની પ્રજા કદરહીન નથી તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે

આ પુસ્તકના લેખક સ્વર્ગસ્થ શ્રી નાથાલાલ દત્તાણી સાથે આ સંસ્થાને આત્મીય સંબંધ હતો બીજી કોઈ પણ સંસ્થા કરતાં અમારા માટે તેમને સવિશેષ પક્ષપાત હતો તેમનું આ પુસ્તક તેમની હયાતીમાં પ્રગટ થઈ શક્યું હોત તો વધુ આનંદ થાત છતાં, મોડે મોડે પણ તેના પ્રકાશનનું સદ્ભાગ્ય અમને જ મળે છે એથી સંતોષ અનુભવું છું

આ પ્રકાશન ગુજરાતી સાહિત્યમાં આગવું અર્પણ છે આવા પ્રાણવાન પ્રકાશનો ગુજરાતી ભાષામાં ખૂબ જ ઓછાં છે તેની તમામ આવૃત્તિઓ છાપવાના હક્ક આ સંસ્થાને આપવા બદલ શ્રી ચંદુલાલ દત્તાણીનો ખૂબ આભારી છું આ પ્રકાશનને પણ યથોચિત આવકાર મળશે જ એવી શ્રદ્ધા સાથે વિરમું છું

મણિનગર,
અમદાવાદ-૮
૧૫-૩-૬૬



શ્રી પુનિત સેવા ટ્રસ્ટ વતી,
ચંદુલાલ શકરાલાલ પ્રજાપતિ



- મારે મન પ્રેમ એ પરમેશ્વર છે—એ પ્રેમ, જે સત્ય-શિવ-સુન્દરનો ત્રિવેણી સંગમ છે.
- રે, પ્યારા ગુલાબ ! —સદા કંટકની સોબતમાં રહેવું, છતાં સ્મિતને સલામત રાખવું—કુસુમિત જીવનકલાનું આ ખુશ્બોદાર ગુલાબી રહસ્ય તું મને એક વાર તો કહે !
- તમે જ તમારું બંધન છો ને તમારી મુક્તિ પણ તમે જ છો.
- હું બધું જ ગુમાવવું પસંદ કરું, પરંતુ જીવન પ્રત્યેની શ્રદ્ધાને તો કદી જ નહિ.
- પ્રેમમાત્ર સુન્દર છે.
- કંટકથી વિંધાયા વિના હૈયાનું ગીત ગુલાબી નથી બનતું—પછી એ કંટક પ્રેમનો હોય કે વેદનાનો.
- દેવતા મારા ! હું તો વાંછું છું પુરુષાર્થનું તપ,—સાફલ્યનું વરદાન નહિ.
- અખિલ જીવનમાં જેણે કદી આંસુ સાર્યાં નથી, મને કહેવા દો કે, એણે જીવનને કદી પ્રેમ પણ કર્યો નથી.
- મોતની મુસકાન માગી હતી, રોતલ જિન્દગી નહિ !
- યુદ્ધને પ્રેમના આયુધે જીતે એ બુદ્ધ !
- ઈર્ષારૂપી ઢાલની બીજી બાજુ એ પણ છે કે, સારું સર્વનું હોવું જોઈએ—સર્વને મળવું જોઈએ !

- અરુણુ પ્રભાત અંધારી રાતમાંથી જ પ્રકટે છે
- જીવનના શ્યામસુન્દર ઓપથી અલગ રહીને કવાની કોઈ બંસી કદી બજી શકે નહિ
- જીવતરના ઝેર જેમને નિરંતર પીવા પડે છે, ન નારના આ કૈલામે કેડ ઓવાય ગ કર વસે છે!
- અસત્યના અખિલ સિન્ધુને મ્હાત કરવા માટે સત્યનુ એક બિન્દુ પણ પર્યાપ્ત છે
- જિન્દગી તો છે જિન્દાદિલ વેદનાની માધુરી
- વાગતા પહેલા વાંસળીને વિંધાવું પડે છે
- આપત્તિ આવે ત્યારે આટલુ ન ભૂલતા
  કસોટી કનકની થાય છે, કથીરની નહિ
- પૂર્ણિમાની પ્રશસ્તિ છો થતી, શંકર તો એમના શિરે બીજને ધારે છે!
- સમર્પીને રીઝે એ સ્નેહ લઈને રાચે એ સ્વાર્થ!
- પ્રથમ પ્યાસ તો જાગ્રત કરો—પરબ પછી બાંધજો!
- લહેર થાકે નહિ તો અન્તે અડગ ખડકનાયે ચૂરેચૂરા કર્યે જ રહે
- હારને સ્મિતથી આવકારે—જીતનુ સ્મિત એ પ્રાપ્ત કરે!
- આંધીમાં અવિચલ રહે એ ગાંધી!
- બિન્દુ એ ન ભૂલે કે એને સિન્ધુ બનવાનુ છે, સિન્ધુ એ ન ભૂલે કે એ બિન્દુઓનો બનેલો છે
- પારકાના રુદનમાંથી માણસ જ્યારે પોતાનુ હાસ્ય મેળવે છે, ત્યારે હકીકતે તો એ અન્યના આંસુ જ કરજે લેતો હોય છે

❖ પ્રેમ જ પ્રેમનો પુરસ્કાર છે.

❖ કવિની કવિતા, એ શૈશવમાં રોપાએલ, માના હાલરડારૂપી બીજાંકુરમાંથી પાંગરેલી કુસુમ લતા જ નથી ?

❖ સ્વર્ગ હોય કે ન હોય, પરંતુ માનવીની કલ્પનાના સ્વર્ગ કરતાં એ સુન્દરતર તો નહિ જ હોય !

❖ ઝેર પીવે નહિ—એ નીલકંઠ તો ઝેર પચાવ્યે થવાય !

❖ સંચય મધુનો જ થાય—ગ્રહણ સદ્નું જ થાય !

❖ મરજીવા બનીને વિષાદના સમુદ્રનું મંથન કરો ને તમને આનન્દનું રત્ન લાધશે !

❖ સંયમના અભાવમાંથી અતિરેક ઉદ્ભવે છે, જે વર્જ્ય ગણાયો છે.

❖ મધુકરદૃષ્ટિ કેળવો—અનુકરણવૃત્તિ નહિ !

❖ અસંતોષી સમાન કોઈ અકિંચન નથી.

❖ સંતોષી સમાન કોઈ સમૃદ્ધિવાન નથી.

❖ સુગંધ ફેલાવવા માટે ધૂપસળીને સ્વયં સળગવું પડે છે.

❖ શક્તિની તલવાર ભલે તમારી પાસે ન હોય, પરંતુ શ્રદ્ધા અને સાધનારૂપી બન્ને બાજુવાળી ઢાલ હશે તો તમે ગમે તેવા વિપત્તિ-વિગ્રહમાંય વિજય મેળવી શકશો.

❖ સ્નેહ અને સત્ય વડે, તમે ચાહો તો, ચાહો તે જીતી શકો !

❖ મેળવવામાં સામર્થ્ય જોઈએ, માણવામાં સંયમી સંસ્કારિતા !

❖ કેળવણી એ કલ્યાણી છે.

❖ ધરતી અન્નપૂર્ણા છે, તકલી વસ્ત્રપૂર્ણા.

❖ મોહ સહરા છે : પ્રેમ નંદનવન !

❖ તારલા કહી રહ્યા છે : 'આ રાત અંધકારના સમુદ્રનું મંથન કરે છે—શા માટે, જાણો છો ?—પ્રભાતના નવનીત માટે !'

❖ તમારામાં ઉદ્ભવતા વિચારો વિષે તમે કદી વિચાર કર્યો છે ?

❖ ધન ન હોય તો કંઈ નહિ, ધનિક હૃદય હોય તો બસ.

❖ કટુતા નહિ, પણ કવિતા—આમાને સુધારી તો એ શકે !

❖ અહીં કોઈ ગરીબ નહિ હોય, ત્યારે કોઈ ગુનેગાર પણ નહિ હોય !

❖ વિજયની પરવા નથી, પરાજયને હસતે હૈયે જીરવવાનું ખમીર પ્રાપ્ત થાય એટલે બસ !

❖ પંડના દોષ અને પરના ગુણ પારખવાની વિવેકદૃષ્ટિ ઉન્નતિની ગુરુચાવી છે.

❖ આનન્દ છે પ્રભુનો પ્રસાદ.

❖ પ્રેમનું કાર્ય જ તો છે—દીવાલ તોડવાનું, સેતુ સર્જવાનું !

❖ દુઃખથી દુઃખી ન થઈને પણ તમે સુખી રહી શકો !

❖ હું સ્નેહમાં તેમજ સત્યમાં સૌન્દર્યનાં દર્શન કરું છું.

❖ રૂપ જ્યારે પ્રેમ કરે છે ત્યારે સવિશેષ રૂપાળું લાગે છે.

❖ આરામ હરામ ગણનાર માટે તો કામમાં જ રામ છે, સ્વામ છે તેમજ તીર્થ તમામ છે !

❖ પથ્થર બનવાની તૈયારી હોય, એ પૂજા પામવાની આકાંક્ષા સેવે !

❖ બુલબુલે કહ્યું : 'સૌન્દર્ય તો પુષ્પના પરિમલમાં છે !'
ફૂલે કહ્યું : 'બુલબુલના ગીતમાધુર્યમાં છે સૌન્દર્ય તો !'
સૌન્દર્યે કહ્યું : 'ગુણગ્રાહક માત્ર સુન્દર છે !'

- નિરાશાની નિશાની ગોદમા આશાની ઉષા પોઢેલી હોય છે
- સ્નેહના ગીતનુ સમર્પણ એ ફૂલ પર દ
- મૃત્યુ એ જીવનનાટ્યનુ અંત્યવાક્ય નથી, નૂતન જીવનનો નાન્દી છે
- સર્જનનો આનન્દ માણવો હોય તો પ્રસવની પીડા સહેવી જ રહી
- પ્રલય એ વિશ્વનુ વિસર્જન નથી, એ તો છે નવસર્જન કાજેનુ સમુદ્રમન્થન!
- તૃષ્ણાના પ્રાસાદ કરતા ત્યાગની પર્ણકુટી સારી
- બુદ્ધત્વ મહાભિનિષ્ક્રમણ માગે જ માગે
- શ્રમસિંચન વડે કાચી માટીય કંચન બને
- સિદ્ધિની ગુલામી નહિ સાધનાનુ સ્વામીત્વ વાંછ્યુ હતુ !
- દુ ખના ટાંકણા વિના જીવનશિલ્પ ઘડાતુ નથી
- સુન્દરતા એ પવિત્રતાનુ બીજુ નામ છે
- અપેક્ષા એટલી જ છે કે કોઈ અપેક્ષા જ ન રહે!
- જેને પ્રેમ જોડે તેને કોણ તોડે?
- જિન્દગીની આમ્રકુંજને ત્યાગીને કલાની કોઈ કોકિલા કદી ગાઈ ન શકે
- સુખમા ચગે નહિ દુ ખમા ચળે નહિ આનન્દના અમી એ પામે!
- જીવનમાર્ગની સપાટીએ તરવુ હોય એ ભલે લાકડુ બને, પરંતુ જેને તળિયાનો તાગ લેવો છે એણે તો 'લોઢુ' બનવુ રહ્યુ!

- પોતાની જીવન-અયોધ્યામાં જે રામરાજ્ય સર્જે, એ સાચો રામભક્ત !
- વસંતની અપેક્ષા ન રહે, પાનખરની ઉપેક્ષા ન રહે—સમતાની પરીક્ષા પશ્ચાત્ પ્રાપ્ત થતી એવી ધન્યતાની પળેપળ પ્રતીક્ષા છે.
- આકાશના અશ્રુયે કેવાં અમીભર્યાં છે કે એ વરસે છે ને ધરતી અન્નપૂર્ણા બની રહે છે!
- ધ્વનિ પેઠે વિચારના પણ પડઘા પડે છે, માટે સદ્વિચાર સેવો!
- રામનું નામ એ લે, જે રામનું કામ કરવા તૈયાર હોય!
- પાનખર અને વસંતને જીવન-ઉદ્યાન આ રીતે માણી શકે; પાનખરમાં દોષનાં પાંદડાંને ખંખેરીને, વસંતમાં ગુણનાં પુષ્પોને વિકસાવીને!
- શુક્ર પ્રેમનો દેવતા છે, ધ્રુવ શ્રદ્ધાનો!
- જીવનમાં જ્યારે જ્યારે દુઃખો આવ્યાં છે ત્યારે ત્યારે મેં તારો કેટકેટલો આભાર માન્યો છે! તેં મને આવી અગ્નિપરીક્ષાઓ આપી કુન્દનની કક્ષામાં મૂકી દીધો!
- તમારો આનંદ એ અન્યના વિષાદનો પ્રસાદ ન હોવો જોઈએ
- સુખની સુધા પ્યાલી મારે પીવી છે, પણ સહુને પાઈને!
- બીજાની મોજડી જોઈ એ ઉઘાડપગાને દુઃખ થયું, પરન્તુ પછી એક લંગડાને જોયો ને એને સુખ થયું! આંખ એની ઈશ્વર પ્રત્યેની કૃતજ્ઞતાથી સજળ બની ગઈ
- જીવન-સાફલ્યની મંત્ર-ત્રયી જાગો! ઊઠો! ઝઝૂમો!

- સુદર્શનચક્ર નહિ, હુ તો બંસી ધારુ છુ, કારણ કે હુ જાણુ છુ કે, જગત વૃન્દાવન બની રહે, કુરુક્ષેત્ર નહિ!
- પ્રેમનો કૃષ્ણ કુબ્જાને પણ રાધિકા બનાવી મૂકે
- કામનાનુ કાલિયમર્દન કર્યા વિના ગીતાનુ ગાન ન ગાઈ શકાય
- વિષ પચાવે—કૈલાસ એ પામે
- કોઈનાયે હૈયાને—પાષાણહૃદયીને પણ—આઘાત ન લાગી જાય એનુ સતત ધ્યાન રાખો, કારણ કે કયી શલ્યામા અહલ્યા છુપાયેલી હોય એની શી ખબર પડે!
- અન્યની જીવનવાડીમા આપણો પ્રવેશ સદા વસંતરૂપે જ હો, પાનખરરૂપે તો કદી નહિ!
- તમારુ નિત્યકર્મ જ તમારો ધર્મ બની રહો
- જીવનમા હળાહળ ઝેર પણ છે અને છલોછલ અમૃત પણ, જીવનનુ ઝેર જે જીરવે—જીવનનુ અમી એને લાધે!
- મોહ એટલો જ છે, નિર્મોહી! કે મોહમુક્ત મન બને!
- અશક્યતા અવનિમા નથી, માનવીની અશક્તિમા છે
- જે કર્મ કરે છે પણ ફળની અપેક્ષા કરતો નથી, એને માટે પછી એ કર્મ બન્ધન નથી રહેતુ
- માણસને બહાર કરતા એની અંદરના દુશ્મનો વધારે હોય છે
- પંથનો અંત હોઈ શકે—પ્રયત્નનો નહિ!
- બાધવુ હોય તો બાધજો, પણ વેર સાથે વેર બાધજો
- જાત જીતી જેણે, જગ જીત્યુ એણે!
- સિદ્ધિની સંયુક્તા પૃથ્વીરાજ પુરુષાર્થને જ વરમાળા પહેરાવે!

- મોહનો મિનારો નહિ, ત્યાગની નૌકા જ પ્રેમસાગરનો કિનારો દેખાડી શકે.
- નમ્રતા એ મહત્તાની માતા છે.
- ખરી સુન્દરતા વસ્તુમાં નથી, એને જોવાની ખરી દૃષ્ટિમાં છે.
- એક બાજુ મૂલ્યવાન મોતી હતાં, બીજી બાજુ હતાં પારકાના દુઃખે દ્રવી ઊઠેલા કુસુમકલેજાનાં સચ્ચાઈભર્યાં પવિત્ર આંસુ! મોતી છોડીને મેં એ આંસુ લીધાં, એ અમૂલખ આંસુ!....
- મંજિલે પહોંચાય કે ન પહોંચાય, પણ યાત્રીનો ધર્મ તો પ્રયાણ જારી રાખવાનો જ છે.
- ચન્દ્ર બની કોઈના જીવનાકાશને ઉજાળી ન શકો તો કંઈ નહિ, પણ રાહુ બની કોઈનાયે જીવનચન્દ્રને ગ્રસો તો નહિ જ.
- પ્રીત અનોખી દોલત છે—જેમ લૂંટાય તેમ વધે.
- શ્વાસ છે, નિઃશ્વાસ છે—પ્યાસ છે ને આશ છે—પૂર્ણિમા ને અમાસ છે—જિન્દગીની રાતની શી સાંવરી ગોરી ભાત છે!
- ખરી રીતે તમે મને નહિ, પણ મારા ઉર-મુકુરમાં પડેલા તમારા જ પ્રતિબિંબને પ્રેમ કરો છે!
- સફળતા સાપડ્યા પહેલાં નહિ, પણ ખરી કસોટી તો એ પછી જ થાય છે.
- કોઈની જીવનનૈયા માટે સુકાન ન બની શકો તો કંઈ નહિ, પણ તૂફાન તો ન જ બનો!
- માનશો?—કંટકોને મેં પ્યાર કર્યો, ને મને ફૂલોનું હાસ્ય મળ્યું!
- કવિની કવિતા એ એના પર વીતેલી વેદનાના અર્ક છે

❖ તમારી જીભને નહિ, તમારા કામને બોલવા દો !

❖ કમી તો છે કમાલ કરનારની—કદર કરનારની નહિ !

❖ અંધકાર એ પ્રકાશનો પડછાયો છે.

❖ પ્રેમ અને પરિમલ છુપાવ્યાં છૂપતાં નથી.

❖ અંતર-મુકુર જેટલું સ્વચ્છ, વિચાર એટલા સ્વસ્થ !

❖ ખરેલાં સૂકાં પાંદડાંની ભસ્મમાંથી કુંપળોના દીવા ક્યાં નથી ઝગતા ?

❖ વેર વિષ છે, પ્યાર પીયૂષ છે !

❖ જે સાગરમાં મીઠું પાકે છે, તેમાં મોતીયે ક્યાં નથી પાકતાં?

❖ અસત્યનો પ્રતિકાર એ સત્યના સત્કારનો જ એક પ્રકાર છે.

❖ સુકાનનો અભાવ એટલે તૂફાન.

❖ રામની મહત્તા રાવણના સંહારમાં છે તેથી ય વિશેષ કદાચ શબરીનાં એઠાં બોર ખાવામાં છે.

❖ સ્નેહ એટલે સમર્પણનું કાવ્ય.

❖ કોઈ માટે તમે બીજ ન બની શકો તો કંઈ નહિ; પરંતુ વીજ તો ન જ બનો !

❖ મેળવવામાં સામર્થ્ય જોઈએ, માણવામાં સંયમી સંસ્કારિતા !

❖ નામ તો છે કામનું ગુલામ.

❖ નામ માટે કામ નહિ, જીવનકલાની સાચી રીત તો છે આ : કામ દ્વારા નામ !

❖ પ્રેમ દિલ જોશે, મોહ દેહ !

❖ હિંમત ન હારો, ને હાર જીત બની જશે!

* હૃદયે હૈયા જિતાય
* નિરાશાવાદીને સર્વત્ર માઝલ દેખાય—આશાવાદીને અભિદ-ગુલાલ!
* પ્રેમના પારસ સ્પર્શે દુર્ગુણનુ કથીર પણ સદ્ગુણનુ સુવર્ણ બની શકે
* લજ્જા એ લાવણ્યના લલાટની સુહાગ-બિન્દી છે
* તમે આમા પાસેથી પ્રેમની અપેક્ષા રાખતા હો, તો આમા પ્રત્યે પ્રેમ રાખો!
* પ્રેમમા હારીને જ જિતાય, પરમાર્થમા ત્યાગીને જ પમાય
* અહિંસા પણ યુદ્ધમા માને છે, પરતુ યુદ્ધ આત્માના યુદ્ધમા!
* પરાક્રમ એ સૂર્ય છે, જે તમને આંજી દે છે—જ્યારે પ્રેમ એ ચન્દ્ર છે, જે તમને ચૂમી લે છે!
* રાત્રિ આવે છે ને કહેતી જાય છે કે પ્રભાત ઊગવાનુ છે!
* સ્નેહના સગેમરમરમાથી ત્યાગનુ ટાકણુ અમર 'તાજ' સર્જે છે!
* પ્રેમથી પ્રેમની પ્રાપ્તિ થશે, ત્યાગથી પ્રેમની પરિતૃપ્તિ!
* કોઈ નિશાને ઘનઘોર અધકારની પ્રચારિકા કહી નિંદે છે, હુ એને મનોહર નિશિગધાની પરિચારિકા ગણી અભિનદુ છુ
* આકાશ કૃષ્ણ બને —ધરતી તો વૃદાવન બને!
* વાસના માણસની વિકૃત વૃત્તિમા વસે છે, કાયામા નહિ!
* સત્તાની અયોધ્યાગાદી નહિ, વાછી તો હતી મમતાની રામ પાદુકા!
* ભક્તિના વ્રજને ત્યાગી મુક્તિના વૈકુઠે કોણ જાય?

- નારી કેવળ જીવનપથની સાથી જ નહિ, પણ જીવનપથની માર્ગદર્શિ પણ છે.
- આપણે કોઈથી ભય ન પામીએ એ તો નિર્ભયતાની ઢાલની એક બાજુ છે—બીજી બાજુ એ પણ છે કે, કોઈ આપણાથી ભય ન પામે
- મહત્તાનું માનસરોવર નમ્રતાની હંસી વડે જ સોહે.
- સાચા સ્નેહનું સરમાન વિરહની પાનખરમાં નહિ, વાસનાની વસંતમાં કરમાય છે !
- જે સાગરમાં તૂફાન હોય છે એને કિનારો પણ હોય જ છે
- શસ્ત્રો નહિ, માણસો હિંસક છે !
- સ્વપ્નો સેવવા સુલભ છે, સિદ્ધ કરવા દુર્લભ છે
- કદી ભૂલ જ ન કરનારો, કદી કંઈ કરી શકતો નથી
- હું તાજમહાલને એના શિલ્પીની કલા દષ્ટિએ જોઉં છું, શાહ જહાની શાહી નજરે નહિ !
- પુરુષાર્થ તો છે કલ્પવૃક્ષ !
- હૃદયની વાત હૃદયથી સાંભળી શકાય, કાનથી નહિ !
- સાચો પ્રેમ એક એવો પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ છે કે, જેની કળા કદી ઘટતી જ નથી !
- સફળ જીવન મિનારા સિદ્ધિના સંગીન પાયા પર રચાય છે, ક્ષણજીવી સ્વપ્નોના બુદ્બુદ પર નહિ !
- હૈયાના હેતની પ્રીતિ એ જલલક્ષ્મી છે
- અહંતામાં સુખ નથી, મમતામાં સુખ નથી, સાચું સુખ તો છે સમતામાં !

- આસક્તિ અપ્સરા છે, મુક્તિ માતા !
- આશાના સાગરમા તો ખૂબ નાચ્યો, હવે તો નિરાશાને નવડાવવી છે !
- પ્રત્યેક માનવીનુ હૃદય પ્રેમ-પરબ બની જાય, તો પૃથ્વી સ્વર્ગ બની જાય
- ઉછીના અજવાળાથી દિલમા દીવો ન થાય, પારકા પ્રકાશથી પંડનો પંથ પ્રકાશિત ન થાય
- આરતીના દીવા, જેમ પૂજા કરનાર તેમજ પૂજા પામનાર-ઉભયને સમાન પ્રકાશ અર્પે છે તેવું જ પરમાર્થ-પ્રદીપનું પણ છે
- સંકટ આવે છે ને હું જોઉં છું, તમારું હાસ્ય હણાઈ જાય છે—પરંતુ તમે એ નથી જોતા કે, ફૂલ તો કંટક વચ્ચેય હસતું-ખીલતું જાય છે !
- મનુષ્ય મૃત્યુને અધીન ભલે હોય, પરંતુ એના સદ્‌ગુણો તો મૃત્યુંજયી હોય છે !
- એક વખત એક વૃક્ષના ફળફૂલ વચ્ચે ચર્ચા જાગી પડી—
  ફૂલ કહે 'વૃક્ષ મારા વડે શોભે છે !'
  ફળ કહે 'ના, હું છું તો વૃક્ષ છે મારા લીધે જ એની સાર્થકતા છે, એનું નવજીવન છે !'
  આમ ફળ અને ફૂલ જોરજોરથી શોર મચાવી રહ્યા હતા ત્યારે પાયાના પથ્થર સમા ભો-ભીતર રહેલા મૂળ મૂંગા હતા !
- તમારો પંથ તમે જાતે જ શોધો—પછી તે ચાહે તેવો કષ્ટદાયી હોય, પછી ભલે તે ચાહે ત્યા જતો હોય !
- તમારી ભૂલને બીજાની આંખે જુઓ !

- મનુષ્ય પ્રકાશ માટે જ્યારે બહાર ફાંફાં મારે છે, ત્યારે એની ભીતરમાનો આત્મદીપ ઝંખવાય છે–'તિમિરવધ' અનુભવે છે !

- પ્રેમના માધ્યમ દ્વારા સત્યને અભિવ્યક્ત થવા દો !

- જિન્દગાનીની સુરાહીમાંથી સાકી જામ પાયા કરે છે—કદી ખુશીના, તો કદી ગમના !

- વસંત આવે કે પાનખર આવે, પ્રેમથી આવનાર સહુ માટે પ્રેમીના દિલદ્વાર તો ખુલ્લા જ છે !

- પૂર્ણતા પ્રાપ્ત કરવા પ્રેરતી અપૂર્ણતા પણ આશીર્વાદ સમાન નથી ?

- સુખની સુંવાળપ નહિ, માગી તો હતી વેદનાની માધુરી માણી શકે તેવી મસ્તીભરી ગુલાબી ખુમારી !

- રસિકતા એ શકુન્તલા છે—સંયમરૂપી તપોવનની !

- હું મસ્ત મયખ્વાર તું રોમ રોમ મધુશાળા !

- મારું સંકુચિત હૃદય, પહેલાં જે એના લઘુ વર્તુલોમાં રાચતું હતું, તે હવે દેવતા ! મારા, તારા સુહાગી સ્પર્શ પછી, સકલ વિશ્વને પોતામાં સમાવવા તત્પર બન્યું છે !

- તવ કૃપા-સિંધુનું એકાદ બિન્દુ પણ જેણે પામી લીધું છે, એને પછી, કૃપાનિધિ, કોઈનીયે કૃપા પામવાની તમા રહેતી નથી !

- કવિ ! ગાવું જ હોય તારે તો, જીવનસરિતાની સપાટીના નહિ, જીવનસાગરના ઊંડાણોને વલોવતા ગીત ગા ને મુક્તકંઠે ગા !

- દેવતા ! કાં મારા સ્વપ્નોને ખાખ બનાવી દે, ને કાં સિદ્ધિનો સુવર્ણદીપ જલાવી દે !

◙ પ્રકૃતિમાં વસંત પ્રતિવર્ષ આવે છે—એનો અર્થ એ જ કે, જીવન અનંત છે—મૃત્યુની પાનખર પછીયે નવજીવનની વસંત આવવાની છે ને અચૂક આવવાની છે!

◙ સાકી! પ્રેમનો એક માત્ર જામ માગ્યો હતો, મોહનું મદિરાલય નહિ!

◙ મેં તને મોત મોકલવાની ક્યારે ના કહી છે? કેવળ આટલું કહ્યું છે: 'મોતને મોકલે તો છો મોકલે, પણ એ પહેલા નિર્ભયતાને મોકલજે—એ નિર્ભયતા કે જેનું દર્શન તેં પેલા કાલિનાગને નાથતી વેળા કરાવ્યું હતું. બાકી કાયરના શબવત્ મોતને તો હું શું કરું?

◙ કુસુમકોમલ સ્પર્શે તારા ઊંઘ મારી ઊડે ના, તો દેવતા મારા! વધુ પ્રહારે પણ, મને જગાડી જજે-જગાડી જજે!

◙ સારું યે જીવન તારી પ્રેમભક્તિમાં જ વિતાવ્યું છે. અહીંનું મારું કર્તવ્ય સમાપ્ત થશે ને તારો સાદ પડશે ત્યારે હસતે મુખડે ચાલી નીકળીશ,—પણ સંક્ષોભ એટલો જ થાય છે અંતરે, કે દ્વારે તારે આવી ઊભો રહીશ ત્યારે, તવ ચરણે ધરવા મુજ ભિખારી પાસે મણિમૌક્તિકો નહિ હોય, હશે માત્ર તારા પ્રત્યેની મારી જીવનભરની પ્રેમભક્તિના પ્રતીક સમું તુલસીપત્ર! અખિલ જીવનની અખંડ આરાધનાના ફળ સમા એ તુલસીપત્રને હુ તો વિનમ્ર પ્રેમશ્રદ્ધાથી તારા પતિતપાવન પાદપદ્મે ધરી, તારી ચરણધૂલિ મસ્તકે ધારી, નતમસ્તકે તારી સમક્ષ ઊભો રહીશ. અને તું તો દેવતા મારા, ભાવભૂખ્યો છે, પ્રેમનો પિયાસી છે. વળી, સુદામાના મૂઠી તાંદુલ તેં સ્નેહથી સહર્ષ સ્વીકાર્યા છે: તો કૃપાનિધિ, મુજ રંકના આ તુલસીપત્રને ઠુકરાવતો ના, ઠુકરાવતો ના!

▣ તારું તેડું આવે ત્યારે દેવતા, મારી જાતને તારે ચરણે ફળ-રૂપે ધરવા, ખબર છે તને, હું કેટકેટલા કંટકોના ડંખ સહી રહ્યો છું ?

▣ એ દિવસ યાદ છે !
હૃદયવીણાને કવિતાની કુસુમાંગુલિઓએ જે દિવસે પ્રેરણાના પરાગ સમા મલયાલયમાં પહેલવહેલી ઝંકૃત કરેલી એ દિવસ હજુયે યાદ છે અને સર્વદા રહેશે !

▣ આવીશ !........એક દિવસ તારી પાસે આવીશ ને આવીશ! આવીશ તો અવશ્યમેવ; પરંતુ વિજયની વરમાળ પહેરીને નહિ, સિદ્ધિના સુવર્ણમુગટ ધારીને નહિ; સફળતાના સ્મિત સહિતે ય નહિ—પણ આવીશ ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા લઈને, કાં કો' મહાન પરાજયની ભસ્મ લગાવીને—પરંતુ આવીશ હસતે મુખડે, પ્રેમભક્તિથી છલકાતે હૈયે ....આવીશ ને અચૂક આવીશ ! તારાં પતિતપાવન ચરણોમાં મારી જાતનું નૈવેદ્ય ધરવા, દેવતા ! મારા, એક દિવસ આવીશ ને આવીશ! સંસારનાં સઘળા બંધનો તોડીને આવીશ ને આવીને તારા તારક પ્રેમ-બંધનમાં બંધાઈ જઈશ—સદાને માટે !

▣ તારા શ્યામ સુંદર સ્વપ્નનાં દર્શન ન કરાવે તો કંઈ નહિ, પણ મુરલીધર, તારી મધુરી બંસીની સૂરગંગામાં સ્નાન તો કરાવ !

▣ બધાં બંધનો ત્યાગીશ, પણ દેવતા ! મારા, તારું પ્રેમ-બંધન નહિ ત્યાગું-કદી નહિ ત્યાગું !

▣ મણિ બની તારા મુગટમાં જડાવા કરતાં, મને તો દેવ, તારે કંઠે ઝૂલતી માળામાંનું ફૂલ બની તારા હૈયાની ખુશબૂ માણવાનું ગમે.

- જીવનનું પોત મારું, તત્ર ભક્તિની ભાત વડે દીપો—સદા દીપે!
- જીવનસંગ્રામમાં મને જીત ન આપે તો કંઈ નહિ, પણ દેવ તારા માગ! ઝઝૂમવાની તાકાત તો સદા સાબૂત ગણજે ને રાખજે!
- સુમન બનાવ તો સાથે સાથે તારે ચરણે ધરાવાનું સૌભાગ્ય પણ આપજે!
- ઘણી વાર એવી ઊર્મિ જાગી ઊઠે છે, જાગી ઊઠે છે ને કંકર બની મારા સ્થિર શાંત હૈયા-સરોવરને જગાડી જાય છે અને આંદોલન ઊઠે છે કે આ બધા જ વેશ ફગાવીને આ મોહક માયાજાળને એક ઝાટકે ભેદીને, આ બંધનો બધા તોડીને, નકલી મહોરાં ફોડીને, બધું જ બધું છોડીને કેવળ એકલ પંડે ચાલી નીકળું—બસ, ચાલી જ નીકળું ને ગામડે ગામડું ખૂંદી વળું, ભટકું, શેરીએ શેરી ને ઘેર ઘેર, પ્રેમની ભિક્ષા માગતો અને પ્રેમની દીક્ષા આપતો, અંતરની ઝોળીમાં પ્રેમની એ ભિક્ષાને સંઘરતો અને સાથે સાથે વાણીની વેણુ વડે સ્નેહની સૂરગંગા વહાવતો જાણે બસ ભટક્યા જ કરું—કે! જનમ જનમના રખડુ પેઠે, ભવોભવના પ્રેમયાત્રી પેઠે ભટકતો જ રહું, અને ભટકવાની ક્રિયાને, પ્રેમની એ યાત્રાને ન હોય વિરામ, ન હોય અંત! 'પરમ પ્રેમ પરબ્રહ્મ'ની આરાધના તો અનંત છે, પરંતુ હું સલો નાનો રહું ને તું પ્રસન્ન થઈ માગવાનું કહીશ ત્યારે તારા હાથમાંના સુદર્શનચક્ર કરતાં હું તો શતદલ પદ્મ બનવાનું પસંદ કરીશ!
- હજારો જિન્દગી કુરબાન કરતા ચે રે! આટલું મળે: હૈયું મારું બંસી બની જાય અને બંસીનો બજવૈયો, દેવતા મારા, તું હો!

◘ તમારે સિદ્ધિ મેળવવી છે? અને એ પણ એવી કે જેને મેળવીને તમને પછી કાંઈ પણ મેળવવાનું મન જ ન થાય? એ માટે તો, ભાઈ, તમારા અંતરમાં અજંપાની આગ પ્રગટવી જોઈએ અને એ આગ પણ કેવી?—મંઝિલે પહોંચાડ્યા વગર પળભર પણ તમને પગ વાળીને બેસવા ન દે, ક્ષણભર પણ ચેન પડવા ન દે, એવી!

◘ જીવનાકાશને મારા, પ્રકાશથી છલકાવી દેવા તું સૂર્ય કે ચંદ્ર બનીને ન આવે તો કંઈ નહિ; પણ દેવતા મારા, ખરતા તારા સમી એકાદી તેજલકીર તો આંકી જા!

◘ આરાધના આ બધી એટલા જ માટે છે મારા આરાધ્યદેવતા —કે મારા આત્માનો એકતારો એટલો તો સર્વાંગસુંદર બની રહે, કે તને ઝંખના જાગે ત્યારે તારા સૂર છેડવા તું એના જ ઉપર તારી પસંદગીનો કળશ ઢોળે!

◘ પંથ અજાણ્યો છે, અંધારભર્યો છે, નથી કોઈ ભોમિયો કે નથી કોઈ સાથી સંગાથી—હૈયે કેવળ નાનો શો શ્રદ્ધાદીપ જલે છે અને એ દીપના આછા ઉજાસમાં પંથ કાપ્યે જાઉં છું —ભૂલો પડું તો ભોમિયો બની ઉગારી લેજે, મારા તારણહાર!

◘ એક જ ઝલક માગું છું, જ્યોતિર્મય! પણ કેવી!—આખી જિંદગીને રોશન કરે એવી!

◘ હે ગાયક! તારે જો ગાવું જ હોય, તો સુષુપ્ત પ્રાણ જાગે એવું ગા! થીજી ગયેલા એ હૃદયવારિ વહેવા લાગે એવું ગા!

◘ એક જ અભ્યર્થના છે, મારા દેવ! અને આરાધના પણ એટલા જ માટે કરું છું, કે મન મારું એક મોરલી બની જાય, જે વડે તું તારા મંગલ સૂરો વહાવી શકે!

▣ તું મારી માટે ઓર નહિ તો કંઈ નહિ, પણ પ્રભુ માત્ર તારા મૌનના સંગીતથી તો મારા હૃદયને ભરી લેવા દે!

▣ જિંદગીની ખેડાય તેટલી સફર ખેડી લીધી છે, હવે અધિક આગળ જવાની તમન્ના નથી–તાકાતેય નથી! ત્યારે હવે જીવતરના સંધ્યા ટાણે અત્યાર સુધીમાં સાંપડેલા અનુભવોના દીપ જલાવીને બેઠો છું—એવી આશાએ કે, મારા કોઈ બંધુ-પ્રવાસી માટે કદાચ એ પથદીપ બની રહે!

▣ તારી બંસરીના સૂર તો ખૂબ સાંભળ્યા અંતરે મારે હવે તો બસ એટલી જ આરત છે કે, આખી જિંદગી મારી સ્વયં એક સૂર-બંસરી બની રહે!

▣ ભક્તિનું ભાતું બાંધી પ્રેમના પથદીપે પ્રકાશતી શ્રદ્ધાની પગદંડીના લગનથી સફર કરી રહ્યો છું ને મને શ્રદ્ધા છે, દેવ કે મારી સફરનો અંત ને તારી સાંવરી,સૂરતનો સાક્ષાત્કાર–એ બન્ને ભિન્ન નહિ હોય!

▣ તારી મહેફિલમાં, સાકી! એક દિવસ આવીશ ને જરૂર આવીશ—પ્રેમે છલકતા હૈયાનો જામ લઈને!

▣ મારું આ ખાબોચિયા જેવું જીવન, જે પહેલાં એના બંધિયારપણામાં ગંધાતું હતું એ હવે, તારણહાર મારા ન જીવની સ્પર્શે ચેતનવંતુ વહેતું ઝરણું બની, સહુને એના નિર્મળ નીરનું તારક પાન કરાવતું હસતું-ગાતું વહી રહ્યું છે

▣ દેવતા! અભ્યર્થના મારી, માત્ર એટલી જ છે મોજડી બની નિરંતર તારા ચરણો ચૂમવાની!

▣ વસંત આવે છે, કોકિલા ટહુકે છે એના ગીતના ગર્ભમાં આગાહી હોય છે, કે 'પાનખર આવવાની છે—આ યે જ રહેવાની!'

◙ આરણ્ય અને સંયમ સ્વજનો છે

◙ તમારા જીવનને ભવ્યતાનો એવો તો મણિમુગટ બનાવી દો, કે પછી મૃત્યુને ય આવવું હોય તો એની યશકલગી બનીને જ આવે !

◙ કોટિ જીવન કુરબાન કરતા ય, રે, કેવળ આટલું મળે મન મારું મંગલદીપ બની રહે, ને દેવતા ! મારા, તું એનું તારક તેજ !

◙ અંતર-આભે મારા, પૂનમનો પૂર્ણચંદ્ર બની તું ન આવે તો કંઈ નહિ—પણ તારા સ્નેહસ્મિતની બીજ રેખા તો પ્રગટાવી જા !

◙ સાચો પ્રેમ સદા દાતા જ રહે છે, યાચક કદી બનતો નથી

◙ મેઘ ધરતીને ભેટી રહ્યો છે અને મયૂર ને ચાતક મિલનગીત ગાઈ રહ્યા છે, ત્યારે યાદ તારી દીપક રાગ બનીને અંતરે મારા આગ લગાવી રહી છે, હવે તો આવ, ને મિલનનો મલ્હાર ગાઈ એ આગને બુઝાવ, દેવતા મારા !

◙ જીવનની સઘળી કર્કશતાઓ, આવો ! આવીને મારી મધુબંસીમા સમાઓ, અને મધુર સંગીતનું સ્વરૂપ ધારી સંસારમા વિચરો ! આવો !

◙ 'જીવન એટલે શું ?' ઊગતા સૂર્યને મેં પૂછ્યું પણ એણે તો મને કંઈ પણ જવાબ આપ્યા વગર કેવળ પૃથ્વીને પ્રકાશ આપવાનું પોતાનું કર્તવ્ય આખો દિવસ બજાવ્યા કર્યું છેક સાંજે આથમતા પહેલા કર્તવ્યપૂર્તિના સંતોષથી દીપતા સ્મિત સાથે માત્ર એટલું જ કહ્યું 'કેમ, પ્રશ્નનો ઉત્તર મળી ગયો ને ?' મેં કહ્યું 'હા'

◘ માગું છુ દેવ! માગ, કે આટલુ આપે મારા આ નાના-શા જીવનદીવડા વડે જાતે જલીને ય માગ કોઈ માનવબંધુના અંતરના અંધાર ઉલેચી શકુ એટલુ તેજઅર્મી!

◘ બનાવે તો દેવ, મને મહાન પુરુષ નહિ, માત્ર તારી બંગીના સ્વરબિન્દુ બનાવજે!

◘ જિંદગીની દોરી સદાને માટે નહિ, ફરીને સંધાવા માટે તૂટે છે!

◘ ન આવજે તુ જીવનમા મારા કીર્તિ ને કંચન બનીને, કે ન સુખ ને સત્તા બનીને! આવવું હોય તો, દેવતા મારા! આવજે તુ જીવનવાદ્યે માગ, ગીત બનીને—પ્રીત બનીને!

◘ કાજળઘેરા અંધારાને વીંધી ઝબકતી વીજ એ ગીત ગાય છે—શ્યામલ અમાસની અશ્વિની પર અસવાર થઈને ચમકતી વિજેત્રી બીજના બંકિમ સ્મિતમા એ જ ગીતની મંગળ જ્યોત ઝબકે છે—

નિત્ય પ્રભાતે બાલ-રવિ એની જ ભૈરવી આલાપે છે—
સ્મિત-સૌરભમા એનુ જ ગુંજન હોય છે—
કિનારાના અડીખમ ખડકો સાથે અવિશ્રાંત અવિરત સંગ્રામ ખેલતી સાગર-લહરીઓની ફેનિલ ખુમારીમા એનુ જ તો મર્મર-ગાન ગુંજતુ હોય છે—
મંઝિલવાંછુ પથિકના પદધ્વનિમા એના ગીતના ધિંગા-ધર ખમ પડછંદા સંભળાય છે—
અમર આશાનુ એ ગીત જીવનમા ને જગતમા અહોનિશ ને અવિરત ગુંજતુ રહો— ધ્રુવ તારા પેઠે સદા અંતરાકાશે ઝળહળતુ રહો!

◘ કોકિલા એ વસંતનો ટહુકાર છે, મયૂર એ વર્ષાનો છડીદાર છે! ¹

◘ તારા મસ્તકનો મુગટ બનવાની ધૃષ્ટતા મેં ક્યાં કદી કરી છે? મેં તો માત્ર આટલું વાંછ્યું છે કે, તારા મસ્તકે શોભતા ગુચ્છ-માંનું એક અમથું મયૂર–પિચ્છ બનવાનું સૌભાગ્ય સાંપડે તો બસ....!

◘ દેવતા! જીવનના આ વાંકાચૂંકા પથ પર તેં સહેતુક સુખદુઃખ-નાં ફૂલ–કાંટા વેર્યાં છે. પરંતુ મોટા ભાગના મારા સહપ્રવાસી-ઓને તો હું કેવળ ફૂલોને જ પોતપોતાની ઝોળીમાં ભરવા મથતા ને કંટકોને ઠોકરે ચડાવતા જોઉં છું. અને વેદના ને કરુણાની ગંગા–યમુનામાં નાહતો હું તારા જ વરદ હસ્તે અ-હેતુક વેરાયેલા છતાં ઠેરઠેર ઠોકર ખાતા એ ઉપેક્ષિત કંટકોને પ્રેમનાં આંસુઓ વડે સ્નાન કરાવતો, મારી નાની શી ઝોળીમાં સ્થાન આપતો જીવનપંથ કાપી રહ્યો છું, પણ એય રહી રહી-ને મને ખટકી રહે છે કે, જિંદગાનીની આ સફર પૂરી કરીને તારું તેડું આવતાં જ્યારે હું તારે દ્વારે આવી પહોંચીશ ત્યારે, તારે ચરણે ધરવા મુજ રંક પાસે ફૂલો નહિ, કિન્તુ જીવનભર-ની મારી કમાણી સમા આ કંટકો જ હશે! છતાં મારી ઝો-ળીના પારણામાં પોઢેલાં અનાથ, ઉપેક્ષિત બાળફૂલો સમા આ કંટકોની મૌન–વાણી મારા અંતરાકાશે છાએલા આ ઓર-તાના અંધારાને ઉલેચતી અને શ્રદ્ધાનો દીપ જલાવતી કહી રહી છે કે, ત્યજાએલાનો તારણહાર તું, મારી ખાલી ઝોળીને તારાં કૃપાપુષ્પો વડે છલકાવી દઈશ!

◘ જીવન–સાગરની તમારી આ સફરમાં હું બહુબહુ તો, મિત્રો, દીવાદાંડી બની શકું—નૌકા નહિ.

◘ કનકના વિરાટ ભંડાર મારે નથી જોઈતા, હું તો દેવતા! મારા, માત્ર તારો એકાદો તારક–મંગળ પારસ–સ્પર્શ જ વાંછું છું.

- માનવીનાં આંસુને જ્યારે મોતી કરતાંયે મહત્તર માનવામાં આવશે, સમતા અને બંધુતાને સઘળી સમૃદ્ધિ અને સિદ્ધિ કરતાં યે અદકેરી લેખવામાં આવશે અને માનવતાને જ મોટામાં મોટી નીતિ ને મહત્તા ગણવામાં આવશે—માનવીને ત્યારે એનું ખોવાયેલું હાસ્ય પાછું મળશે, જીવનબંસરીને એનું ગીત પાછું મળશે, વિશ્વને શાંતિ સાંપડશે અને પૃથ્વીને સ્વર્ગ !
- આપે તો દેવતા! મારા, એવું વરદાન આપજે કે, સારું જીવન મારું મધુ-કાવ્ય બની રહે !
- સુન્દરમ્! નયનમાં મારા, બસ એક જ વાર વરદ હસ્તે તારા, સૌન્દર્યનું દિવ્ય અંજન આંજી દે—પછી તો દષ્ટિ મારી, કુરૂપ છીપમાંથી ય રૂપનાં મોતી શોધી કાઢવાની !
- દુઃખને ય હું સુખથી સત્કારું છું; કારણ કે સુખની પેઠે દુઃખ-નો મોકલનાર પણ દેવતા મારા, તું જ છો.
- સ્ત્રી વીજળી સમી છે—પ્રકાશ પણ આપે, ને ક્યારેક પ્રજાળે, પણ ખરી !
- જીવનસાફલ્યનું સાચું માપ સાધના પરથી જ નીકળે—સિદ્ધિ પરથી નહિ.
- રૂઠેલા પ્રારબ્ધને રીઝવવાનો રાજમાર્ગ એક જ: અખંડ પુરુ-ષાર્થ !
- અહીં ગુનો કરનાર જ નહિ, પકડનાર જ ગુનેગાર ગણાય છે!
- માનવને બહુજન સમાજથી વિખૂટો પાડી દે, બન્ને વચ્ચે ભેદ-ની દીવાલ રચી દે, તો એ મહત્તાય માનવ માટે બંધનરૂપ જ નથી ?

- મૃત્યુ એ જીવનનું કબ્રસ્તાન નહિ, નવજીવનનું પ્રસૂતિગૃહ છે!
- વિચારની ગુલામી નહિ, આચારનું આધિપત્ય મને તો ગમે!
- પ્રત્યેક મહાન સર્જન પાછળ ખૂન, પસીનો અને આંસુની ત્રિવેણી વહેતી જ હોય છે.
- સ્ત્રી એ સૌન્દર્યની કવિતા છે ને કવિતાનું સૌન્દર્ય છે.
- સૃષ્ટિ પરનું સ્વર્ગ કયું ? તો કહે : 'મા !'
- નારી એટલે સહનશીલતા, સ્નેહ અને સ્વાર્પણનું સુભગ ત્રિવેણીતીર્થ !
- સ્ત્રી પરિસ્થિતિ પ્રમાણે પલટાઈ શકે છે—પાણી જેમ પ્રત્યેક પાત્રમાં આકાર ધારણ કરી લે છે, તેમ.
- માનવ ગમે તેટલો મહાન બને, પરંતુ માતા આગળ તો એ બાળક જ રહેવાનો, ને સદાય રહેવાનો !
- સ્ત્રી વશ થાય વીરતા વડે—વરણાગીવેડા વડે કદી નહીં !
- માતાની મમતા એ મહેશ્વર તરફથી માનવજાતને મળેલી મોટામાં મોટી ને મોંઘામાં મોંઘી મંગલ મૂડી છે.
- સ્ત્રી એ પૂર્ણજીવનની ગીતમાધુરી છે.
- કોણ કહે છે કે લગ્નમાં સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો લોપ થાય છે ? દૂધમાં સાકર મળે છે ત્યારે એ કંઈ મરી જતી નથી, જીવે છે—મધુરતારૂપે જીવે છે.
- પુરુષ અને પ્રકૃતિ જ્યારે હાથમાં હાથ ગૂંથી સંવાદિતાની સ્નેહગાંઠે બંધાઈ કોઈ પણ કાર્ય કરે છે ત્યારે એ કાર્ય કાર્ય નથી રહેતું, કાવ્ય બની જાય છે.

□ સ્ત્રી એ એ જીવની છે, જે પથ્થરને પણ પ્રેમસુધા વડે પારસ મણિ બનાવી શકે છે—નરને નારાયણ બનાવી શકે છે—પામરને પુરુષોત્તમ બનાવી શકે છે, અને એટલે જ નારી એ નારાયણી છે

□ સ્ત્રી એ કસ્તૂરી પણ છે અને મૃગજળ પણ—પુરુષને જો મૃગ ગણીએ તો !

□ સ્ત્રી અને પુરુષ પરસ્પરના પ્રતિસ્પર્ધી બની રહે એમા નહિ, પણ પરસ્પરના પૂરક અને પોષક બની રહે એમા જ ઉભયનુ શ્રેયકલ્યાણ છે

□ દુનિયા આખીના ધિક્કારનો ભોગ બનેલાને પણ પ્યાર કોણ કરે ? તો કહે 'મા !'

□ નારી એ જીવનની આમ્રઘટાને અમીટહુકારથી ભરી દેતી વાસતી કોકિલા છે

□ સ્ત્રી એ વિશ્વકર્માની સૌથી મહાન કીમિયાગીરી છે, કવિતા અને કલા છે

□ સુમનમા જેવુ સ્થાન સૌરભનુ છે, સરિતામા જેવુ સ્થાન સલિલનુ છે, છીપમા જેવુ સ્થાન મોતીનુ છે, તારમા જેવુ સ્થાન ઝકારનુ છે, રણમા જેવું સ્થાન મીઠા ઝરણુ છે, વિદ્યામા જેવું સ્થાન વિનયનુ છે, કાવ્યમા જેવુ સ્થાન રસમાધુરીનુ છે, ધર્મમા જેવુ સ્થાન પ્રેમનુ છે સમષ્ટિમા જેવુ સ્થાન માનવતાનુ છે—એવુ જ સ્થાન માનવજીવનમા ને જગતમા નારાયણી નારીનુ છે

□ માતા એટલે મમતાની સરિતા જનેતાની ગોદ એટલે આધિ, વ્યાધિ ને ઉપાધિના ત્રિવિધ તાપની મુક્તિદાત્રી !

◘ ભગિની એટલે સ્વાર્થરહિત સ્નેહની સજીવ મૂર્તિ !

◘ મહત્તાના મયૂરાસન કરતાં મને તો માતાની મંગલમય ગોદ ગમે.

◘ સ્ત્રી એ સમાજની આંખ છે, રાષ્ટ્રની પાંખ છે.
આંખ વગર દિશા સૂઝે નહિ, પાંખ વગર પંથ કપાય નહિ.

◘ સ્નેહ એ ગંગાપ્રવાહ છે, જે સ્વર્ગથી વહ્યો અને સ્ત્રીહૃદયરૂપી જટામાં ઝિલાઈ ગયો !

◘ માતૃત્વ એટલે નારીત્વની પવિત્ર પૂર્ણિમાનું મંગલ મહાકાવ્ય!

◘ જગને કોડિયે માણસાઈના દીવા જલતા રાખવાની વિશ્વકર્માને જરૂર જણાઈ અને એણે સ્ત્રીરૂપી મંગલ જ્યોતિનું સર્જન કર્યું.

◘ સીતા એ આર્યનારીની ગીતા છે.

◘ સ્ત્રીની એક આંખમાં વીજ હોય છે, બીજીમાં વર્ષા !

◘ સ્ત્રી પદ્ય છે, પુરુષ ગદ્ય.

◘ મેનકા પણ સ્ત્રી હતી, મીરાં પણ સ્ત્રી હતી !

◘ અત્યારના સંસાર–વર્તુલના ધરી અને કેન્દ્ર છે—શ્રી અને સ્ત્રી !

◘ સ્ત્રી મોક્ષને ગુમાવવા તત્પર થશે, પણ માતૃત્વને નહિ ને નહિ જ.

◘ સ્ત્રી એ તારાભરી રાત છે—પુરુષ પૂર્ણ ચન્દ્ર !

◘ જનેતા પોતાના બાળક કરતાં જ્યારે પોતાની જાતને વહાલી ગણે, પૃથ્વી પરથી પુણ્ય ત્યારે પરવારે !

◘ સાધના બંસરી છે, સિદ્ધિ રાધા !

- સુન્દર વસ્તુને ચાહનારા તો અનેક હોય છે, ત્યારે અસુન્દરને ચાહનારા ગણ્યાગાંઠ્યા હોય છે, પણ અસુન્દરને સુન્દર બનાવનારા—અને એ ય પાછા પ્રેમથી, મમતાથી—તો વિરલ જ હોય છે.

- 'તમે ઈશ્વરના અસ્તિત્વમાં માનો છો ?' પ્રશ્ન.
'બેશક, ફૂલમાં રહેલી ફોરમના અસ્તિત્વ અંગે મને રજમાત્ર પણ શક નથી.' જવાબ.

- જેવું અન્નનું, એવું જ જ્ઞાનનું : પચે નહિ તો વિપરીત પરિણામ આવે જ આવે.

- હક્ક ભોગવવાનો આગ્રહ સેવતાં પહેલાં ફરજ બજાવતાં શીખજો !

- પ્રેમ અને પ્રામાણિકતા પૈસા વડે ખરીદી શકાતાં નથી.

- કેટલીક ચોટ જ એવી હોય છે, કે જે ચહેરાનું નૂર અને ચિત્તનું ચેન હરી લે છે !

- ધર્મને નામે ને ધર્મને ખાતર પણ અધર્મ આચરવા સમાન એકે અધર્મ નથી.

- જીવનપંથના કંટકના ડંખ સહે—જીવનપદ્મના પરાગ એ પામે !

- જ્ઞાનનો સંચય ભલે કરો, પણ સાથે સાથે સમર્પણ પણ કરતાં રહો; કારણ કે, નિર્મળ તો વહેતાં પાણી જ રહે, બંધિયાર નહિ !

- પુસ્તકો કરતાં અનુભવો માનવીને અધિક શીખવે છે.

- પરીક્ષાથી ડરે કે દૂર ભાગે કેમ પાલવશે? સફળતા તો, ભાઈ, પરીક્ષા પાર કરનારને જ વરે છે—પાછી પાની કરનારને નહિ!

❁ વિશ્વ એક વિશાળ રંગભૂમિ છે, જીવન એક ત્રિઅંકી નાટક છે, અને શૈશવ, યૌવન ને વૃદ્ધત્વ એ જીવનનાટકના અંકો છીએ ધર્મ આપણો આપણને મળેલું પાત્ર સફળતાપૂર્વક ભજવવાનો છે—દીપાવવાનો છે!

❁ પતંગે જ્યોતને કહ્યું 'તું જ મારું જીવન છે'
'અને તારું મૃત્યુ પણ!' જ્યોતે જવાબ આપ્યો

❁ ઘણી વાર શબ્દ કરતાં મૌનનું મૂલ્ય વિશેષ હોય છે

❁ માનવજીવનની માપશીશી તો માનવી કેટલું જીવ્યો એ નહિ, પણ કેવું જીવ્યો એ જ છે!

❁ નિરાશા કરતાંયે ખોટી આશા ક્યારેક વધુ ખતરનાક નીવડે છે

❁ સુખ અને દુઃખ જાણે જીવનઘડિયાળના એકબીજા પાછળ અવિરત દોડતા કાંટા!

❁ માનવીની જીવનઉષા સાથે જ આશા ઊગે છે, પણ એની જીવનસંધ્યાએ એ આથમતી નથી

❁ તમારે સૌન્દર્યને પામવું છે ને?
તો તમારા જીવનને જ પહેલાં સુન્દર બનાવો!
સુન્દર જીવનસરોવરમાં સૌન્દર્યનું પદ્મ પ્રગટ્યા વગર નહિ રહે!

❁ આંખ જ્યારે બોલવા લાગે છે, જીભ ત્યારે મૂંગી બની જાય છે!

❁ મહુનો ભેલો તો પ્રભુ છે જ, ને એમાંયે જેનું કોઈ બેલી નથી એનો તો અધિક

❁ યુગપુરુષો કેવળ યુગમળને ઝીલતા જ નથી, પણ યુગપ્રવાહને દોરે છે, નવી ગતિ પણ આપે છે.

ஐ સુખ મેળવવું અને માણવું એ પણ એક કલા છે, અને કલાનો ઢગણી ગમે ત્યાથી પણ સુખ મેળવી શકે છે, ગમે તેવી પરિસ્થિતિમા પણ સુખ માણી શકે છે

ஐ વીરત્નની સાચી યશકલગી ક્ષમા જ છે

ஐ મહાન પુરુષોનુ સાચુ સ્મારક માનવહૃદય જ હોય

ஐ જે ક્રોધનો જન્મ વેરમાથી થાય છે એ ક્રોધ કાતિલ હોય છે

ஐ પારકાને પાડીને ઊ ચે આવવા મથનાર પોતે જ પડે છે

ஐ અપરિગ્રહ એ આસક્તિ સામેનો સત્યાગ્રહ !

ஐ એનુ પ્રારબ્ધ ફૂટેલુ છે, જેનુ પુરુષાર્થ-પાત્ર ફૂટેલુ છે

ஐ શિસ્ત એટલે ફરજિયાત નિયમબદ્ધતા નહિ પરન્તુ સ્વૈચ્છિક સયમ

ஐ 'હુ કેવો રૂપાળો છુ !' આરસામા જોતા માનવે કહ્યુ 'રૂપાળો તો હુ છુ !' આરસાએ સામો દાવો કર્યો અને બન્નેના બકવાદ પર રૂપ હસી રહ્યુ

ஐ માનવહૈયા તો છે રાખના રમકડા—એને ન દવાતાં વાર શી ?

ஐ બીજમા વૃક્ષોનો વાસ છે, વૃક્ષમા ફૂલોનો વાસ છે, ફૂલમા ફળનો વાસ છે, તેમ જ આત્મામા પરમાત્માનો !

ஐ વિયોગના વૈશાખ પછી આવેલો સયોગનો શ્રાવણ સુમધુર કેમ ન લાગે ?

ஐ અખડ શ્રદ્ધા વાછી હતી—અધશ્રદ્ધા નહિ, અશ્રદ્ધાય નહિ !

ஐ નૈરાશ્યનુ અરણ્ય નહિ, આશાની કેડી વાછી હતી !

ஐ તમારી વેદના જ તો છે તમારા વિકાસની ગુરુચાવી !

- માનસરોવરના મોતી ન આપે તો કંઈ નહિ, પરંતુ દેવતા! મારા, રાજહંસની રમ્યતા તો દે!
- આગ સાથે રમત ન રમાય, મૃત્યુના ચીર સાથે ચેડાં ન થાય
- સમુદ્ર-મંથનમાંથી વિષ ઉદ્ભવ્યું હતું, તો અમૃત પણ ક્યાં નહોતું પ્રગટ્યું?
- તારલા વડે રાત સોહે છે, અંધકાર વડે તારલા
- સુખ સંતોષમાં છે તેમ ત્યાગમાં પણ છે
- ઈર્ષ્યા એ પ્રશંસાનું —જેમ દયા તિરસ્કારનું —પ્રતિબિંબ છે
- પ્રેમ એ શાન્તિના પારેવાનો માળો છે
- આપણી સાધનાને આપણી મહત્ત્વાકાંક્ષાની ઊંચાઈએ લઈ જઈએ—સિદ્ધિની ટોચે તો પહોંચાય
- પ્રતીક્ષા જેટલી ઉત્કટ, પ્રાપ્તિ તેટલી જ આહ્લાદક!
- નામ તો છે કામનું ગુલામ
- વાછચો તો હતો વીજ-ઝબકાર, વાદળ-રણકાર નહિ!
- શસ્ત્રો નહિ, માણસો હિંસક છે
- મોહ મૃગજળ છે, મુક્તિ કસ્તૂરી!
- હૃદયની વાત હૃદયથી સાંભળી શકાય, કાનથી નહિ!
- માણસનો મોટામાં મોટો મિત્ર કોણ? તો કહે અભય!
- ચાહે તેવો દુષ્ટ માનવી ન હોય, પરંતુ એને એની દુષ્ટતા ડંખ્યા વગર રહેતી નથી
- મિથ્યા વાણી કરતાં મૌન સારું
- તૃષ્ણા ત્યાં બંધન, ત્યાગ ત્યાં મુક્તિ

- આશા જિંદગીને જુવાન રાખે છે
- કોકિલાને કાનથી જુઓ
- અનુરાગ આગ પણ લગાડે ને બાગ પણ ખીલવે !
- રૂપની સુરા મારે પીવી છે, પરન્તુ પ્રેમના સાકીની આંખો દ્વારા
- ભીતર રંગ-મસ્તીની કસ્તૂરી મહેકતી હશે તો પાનખરમાંયે ગીત-વાસંતી મહોરશે !
- ઉષાની આંખમાં સન્ધ્યાના અને સન્ધ્યાની આંખમાં ઉષાના દર્શન નથી થતાં ?
- રૂપનું આત્મદર્શન કરવું હોય તો તેને પ્રેમની આંખે જુઓ !
- અનેક ભાષણો જે નથી કહી શકતાં ઘણીય વાર એક નજર એ કહી દે છે !
- એ ટોચે પહોંચ્યો અને ટોચેથી નીચે જોયું તો તળેટી ન દેખાય ! એને થયું ટોચ મેળવવા જતાં, એણે તળેટી તો ગુમાવી નહોતીને ?—ને એ ટોચેથી નીચે ઊતર્યો—ટોચ તળેટીને શોધવા ચાલી !
- પાત્રતા વિના પાત્ર થતી વસ્તુ કાં લઘુતા પ્રેરે, કાં અહંતા !—મહત્તા કદાપિ નહિ !
- 'સંસારમાં રહીને સાધુ બની શકાય ?'

  'કેમ નહિ ? કમલ જલમાં જ રહે છે, છતાં અલિપ્ત નથી રહેતું ?'
- ગઈ કાલના ગજથી આજને કેમ માપી શકાય ?
- માનવને ઘડે તો એ દુઃખ પણ આવકારપાત્ર છે

❖ ક્ષુદ્ર જીવન કરતાં ભવ્ય મૃત્યુ સારું નહિ ?

❖ પરાઈ પીડ દૂર કરવા કાજે નહિ, પરન્તુ પોતાની પ્રતિષ્ઠા માટે પરમાર્થ કરનારા વધુ નીકળશે.

❖ આ અજાયબી તો જુઓ : પુણ્ય કર્યા વિના માનવીને પુણ્યનું ફળ ભોગવવું છે અને પાપ કરવા છતાં પાપનું ફળ ભોગવવું નથી !

❖ ભૂલ કબૂલવાથી ભૂલ સુધરે છે, ભૂલ છુપાવવાથી બીજી ભૂલ સર્જાય છે.

❖ બાહ્ય-સૌન્દર્ય સર્વદા આન્તર-સૌંદર્યનું દર્પણ હોતું નથી.

❖ આત્મા ગાગર છે, પરમાત્મા સાગર !

❖ અમાસી અંધકારમાં ચમકી જનારા તારલા, આશાના ઈશારા જ નથી ?

❖ એકાગ્રતા સફળતાની પહેલી શરત છે.

❖ ગામડું ભારતનું હૃદય છે, કૃષિ કરોડરજ્જુ !

❖ પરમાર્થ દ્વારા જ પુરુષાર્થ કૃતાર્થ બને.

❖ સિદ્ધિ સાધનાની દાસી છે.

❖ એક એવો ઘૂઘવતો સાગર છે કે જેમાં કાયરો ડૂબે છે, બહાદુરો સર્વદા હાંસલ જ કરે છે.

❖ પોતાના કિસ્મતમાં રાત જ હોવા છતાં ચંદ્ર કદી હતાશ બનતો નથી, પરન્તુ નિજ પુરુષાર્થ-પ્રકાશે રસી દે છે—રાતને તેમજ પોતાના કિસ્મતને !

❖ એણે કહ્યું: કેવી 'ઘનઘોર રાત છે—જાણે મૂર્તિમંત નિરાશા!'
મેં કહ્યું: 'શી મનોહર તારક ભાત—જાણે રૂપલાવણી આશા!'

※ હૈયામાં ઝેર હશે તો આંખમાં એનો રંગ આવ્યા વગર નહિ રહે !

※ શું ભૂલી જવું અને શું યાદ રાખવું, એ પણ એક પ્રકારની વિશિષ્ટ કલા જ છે

※ કેટલીક વાર એકલતા અમૃત સમાન લાગે છે, તો કેટલીક વાર વિષ સમાન

※ માનશો ? કદી હિમ્મત ન હારનારો, કદી હારતો પણ નથી !

※ સર્જનકાળથી પ્રભાત સંધ્યાને શોધે છે, પ્રેમ પ્રકાશને શોધે છે, સૌંદર્ય સત્યને શોધે છે, હું તને શોધું છું—અને શોધે છે તેને સાંપડે છે સાધના કોઈની અફળ જતી નથી, પુરુષાર્થ વાંઝિયો હોતો નથી અન્તે અવશ્યમેવ ઉભયના મિલન સંગમને—સ્નેહસંગમને અવરોધક અંધારાં અદૃશ્ય થઈ જશે, અને પ્રભાતને સંધ્યા મળશે, પ્રેમને પ્રકાશ સાંપડશે, સૌંદર્યને સત્ય સાંપડશે, આત્માને પરમાત્મા !

※ જીવનનૈયાને મારી, ભવસાગરમાંથી પાર ન પહોંચાડે તો કંઈ નહિ, કિન્તુ દેવતા ! મારા, મઝધારે ઝઝૂમવા બાવડાં તો સાબૂત રાખજે !

※ શંકા એ પ્રેમ દોરાને કાપતી કાતર છે

※ પુણ્યનો ગર્વ એ પાપ છે, જ્ઞાનનું ગુમાન એ અજ્ઞાન છે

※ પ્રેમે પૂજાવું હોય તો ત્યાગના ટાંકણા વડે ઘડાવું રહ્યું

※ વિજય તમારામાં ગુમાન ન પ્રેરે તો તમારી જીવનનૈયાનું સુકાન બની રહે—નહિતર તૂફાન !

※ મમતાને માનવરૂપે અવતરવાનું મન થયું, અને એ માતામાં પ્રગટ થઈ

❖ યુદ્ધ કરતાં શાન્તિ અધિકતર શક્તિ અને કુરબાની માગે છે.

❖ બજાવવી જ હોય, એને બંસરી તો મળી જ રહેવાની.

❖ રસિકતા એ શકુન્તલા છે–સંયમરૂપી તપોવનની !

❖ સ્વમાનનો અતિરેક એટલે અભિમાન.

❖ આંખ એ માનવીને માપવાની પારાશીશી છે. એ એક એવી આરસી છે કે જેમાં માનવીના માનસનું, ભાવનાઓનું, ચારિત્ર્યનું સ્પષ્ટ અને હૂબહૂ પ્રતિબિંબ પડે જ પડે. માનવીની આંખ નિહાળો અને તમે કહી શકશો કે એ કઈ કક્ષાનો છે; પણ શરત એટલી કે તમારી ખુદની આંખ કમળાવાળી ન હોવી જોઈએ.

❖ ગમે તેવા સંજોગો વચ્ચે પણ દગો ન જ કરી શકે એવું એકાદ દિલેય દુનિયામાં હશે ત્યાં સુધી દુનિયાનું ભાવિ ઉજ્જ્વળ છે.

❖ અપરાધી અંતર અને અભય વચ્ચે સર્વદા બારમો ચંદ્રમા હોય છે.

❖ વસ્તુ, એ પછી ગમે તેવી હોય, પણ એનું ખરું મહત્ત્વ એની આવશ્યકતામાં હોય છે.

❖ સંપત્તિ અને સત્તા : બન્ને પ્રાપ્ત કરવા કરતાં યે પચાવવી દુષ્કર છે !

❖ મિલનમાં આનન્દ હોય છે એ ખરું, પણ વિરહ જો કદી આવે જ નહિ તો એ આનન્દ સદા એકધારો અને અખંડ રહે પણ નહિ.

❖ પ્રત્યેક રાષ્ટ્ર માટે ભૌતિક ગરીબી કરતાં યે સાંસ્કારિક ગરીબી અધિક ખતરનાક છે.

- સદ્વિચાર એ મહાત્માનો સર્જનહાર છે, સદાચાર છે ધર્મમંદિરનું સિંહદ્વાર!

- જીવન એક સંગ્રામ છે. સુખ અને દુઃખ એ સંગ્રામમાં આવતા વિજય અને પરાજય છે. મૃત્યુ એ સંગ્રામની પૂર્ણાહુતિ છે અને નવા સંગ્રામની શરૂઆત છે

- જીવનમાં રહેલા સત્ય, શિવ અને સુન્દરને કલામય રીતે પ્રગટ કરી શકે એ કલાકાર

- સન્ત માત્ર પન્થ જ દર્શાવી શકે, પન્થ કાપવાનો તો પથિકને જ હોય

- સાચું સૌન્દર્યદર્શન સમુત્સર્જન સમું પ્રિય, પ્રેરક અને પાવન હોય છે

- મહાન સિદ્ધિ, મહાન બલિદાન અને મહાન સાધના માગે જ માગે!

- ભારત માતા એને સીતા અને ગીતા

- સૂર્ય પુનઃ ઊગવા માટે જ આથમે છે, તેમ પ્રત્યેક સર્જક જવા માટે જ આવતું હોય છે

- વસંતનો પ્રેમ ક્યાં વાંછ્યો હતો?—સાચી તો હતી પ્રેમની વસંત!

- મનની વાત આંખ વડે કહેવાની સ્વયંસિદ્ધ કલા પ્રેમમાં છે

- જેને હસવું જ છે તે તો કંટકોની બાણશૈયામાંથી પણ હાસ્યના ગુલાબ વેરે જ છે!

- ગગન-આંગણમાં ઉષા-સંધ્યા સંતાકૂકડી ખેલે છે, જીવન-આંગણમાં સુખદુઃખ

▣ 'આવતી કાલ'—જે જન્મી નથી—અને 'ગઈ કાલ'—જે મૃત્યુ પામી ચૂકી છે, એની સતત ચિન્તા કરી કરીને 'આજ'ને શા માટે માનવી ચિતા બનાવી મૂકતો હશે ?

▣ કુટિલની કુટિલતા જ એની કબર બની રહે છે.

▣ પ્રલોભન જેવું બંધન અન્ય એકેય નથી.

▣ પ્રયત્નનો અંત એટલે પરાજયનો પ્રારંભ.

▣ પ્રેમ અને શ્રદ્ધા તો પથ્થરમાં પણ પ્રભુતા પ્રગટાવે !

▣ માણસ સારો દેખાવા જેટલો મથે છે એટલો સાચો બનવા મથતો નથી.

▣ જિંદગીની કંથા સ્ફટિક્યા રાગરંગની ભ્રામક ભાત વડે નહિ, સુમંગલ સત્સંગના તારક પોત વડે જ દીપે !

▣ અવિશ્વાસની આંધી નહિ, વાંછી તો હતી વિશ્વાસની દીવા-દાંડી !

▣ સુખ તો છે સંતોષ–સાગરનું મર્મસ્થાન !

▣ પારસમણિ લાધ્યા પછી કનકના કુબેર ભંડારની કામના કોણ કરે ?

▣ નીતિ એટલે ધર્મપ્રવેશિકા !

▣ રવિ–શશી નહિ, વાંછ્યા તો હતા શુક્ર–ધ્રુવ !

▣ સ્ત્રીની એક આંખમાં વીજ હોય છે, બીજીમાં વર્ષા !

▣ પ્રેમ પ્રેમ જ રહે છે—સંયોગમાં તેમજ વિયોગમાં, સુખમાં તેમજ દુઃખમાં !

▣ પ્રેમના પ્રદીપને મેં પ્રકાશવાનું કહ્યું ને એણે ત્યાગનું તેલ માગ્યું !

- આત્મદર્શન એ જ્ઞાનમંથનનું નવનીત છે
- પૂનમ બનતા પહેલા બીજ બનવું પડે
- માનવીના 'ચહેરા' અને 'પીઠ' વચ્ચે ઘણી વાર ઘણું અંતર હોય છે
- ગતિમય ક્રાંતિ શુભ ગત્વ પ્રગતિ !
  શ્રદ્ધા અને શ્રમના કોદાળી પાવડા વડે જ !
- જવાબદારી વગરની સ્વતંત્રતા એ સ્વચ્છંદતા છે
- વિકાસ સર્જનમાં છે, સંહારમાં નહિ અને સંહાર કરતા પહેલા એનાથી પરમ સર્જન કરવાનું તમારામાં સામર્થ્ય છે કે નહિ એ વિચારી લેજો
- સ્નેહીના સ્મરણો સાન્ત્વન પણ આપે તેમ સતાવે ય ખરા
- વિશાળ શીશમહેલોમાં વસનારાઓના મન એની વિશાળતાથી કેમ પર હશે ?
- હેતની હીરદોરીએ બંધાયેલા હૈયા કદી છૂટા પડતા નથી—ડાંગે માર્યા પાણી જુદા પડતા નથી, તેમ
- પ્રેમની પૂર્ણિમાનું પવિત્ર પર્વ એ લગ્ન
- માનવતા માટે મરી ફીટે એ મહાત્મા
- કંજૂસાઈ એ કરકસર નથી—આળસ જેમ આરામ નથી, તેમ
- કમળ કાદવનું કાવ્ય છે, ધાન્ય ધરતીનું !
- આત્માનું ઊર્ધ્વીકરણ કરે એ જ્ઞાન, બાકી બધું બંધન
- સમષ્ટિના શ્રેય કાજે જે જીવનભર ખુવારી વહોરી લે છે, અને એ ય પાછો ખુમારીથી—સમયની સરી જતી રેતી પર એ ચિરંજીવ પાદચિહ્ન પાડી જાય છે

- નસીબ નહિ, તમે પોતે જ તમારા જીવનનો અને તમારા ભાવિનો નકશો ચાહો તેવો દોરી શકો છો.
- વસંતના રસભંડારો ન આપે તો કંઈ નહિ, પણ દેવ ! જિંદગીની આમ્રઘટાને તવ કરુણાના કોકિલ ટહુકારથી ભરી દે !
- ઘણી વાર એવું બને છે કે આપણે મોજડીમાં જ મોહી પડીએ છીએ, અને મુકુટ આપણી વાટ જોતો હોય છે !
- આજે સૌને પૈસો મેળવવો છે—પરસેવો પાડીને નહિ, પણ પરસેવો ખરીદીને !
- વસ્તુને જતી કરતાંય જો ભાવના જળવાતી હોય તો ભાવનાને જાળવજો અને વસ્તુને બેધડક ફેંકી દેજો !
- જીવનસંઘર્ષની કટુતા સહ્યા પછી પણ હૈયામાં જેના કુમાશ જળવાઈ રહે, કવિતા ટકી રહે—જીવન એણે જીવી જાણ્યું !
- પુરુષાર્થને પાંગળો બનાવે તો એ પ્રેમ નહિ.
- માણસથી પોતાનું દુઃખ જ નહિ, પારકાનું સુખ પણ સહ્યું જતું નથી.
- વૈભવ, વિલાસની સુવર્ણ-દ્વારિકા નહિ, પરન્તુ દેવતા ! મારા, વાંછ્યું તો હતું તારી કરુણાનું મંગલ વૃન્દાવન !
- નમ્રતાને ય (પોતાનું આગવું) સ્વમાન હોય છે.
- જ્ઞાન આંખ છે, વિજ્ઞાન પાંખ !
- આપત્તિ તમારી જીવનનૈયા માટે આંધી પણ બની રહે, અને દીવાદાંડી પણ.
- પાપનો ભય નહિ, પણ પ્રતિષ્ઠાનો મોહ માણસને પાપ કરતાં અટકાવે છે.

- વિદ્યા શું કરવું એ શીખવે છે, વિનય શું ન કરવું એ !
- પ્રેમ ! સાચો પ્રેમ આવો જ હોય—સર્વના શ્રેય કાજે સર્વસ્વ સમર્પણ કરનારો છતાં બદલાની તલપૂર ભાવના પણ ન સેવનારો !— આવો પ્રેમ એ પ્રભુનો પવિત્ર પ્રસાદ છે અને એ છે તો તૃપ્તિ છે.
- પ્રવાહ સામે તરવું કેટલું દુષ્કર છે, એનો ખ્યાલ કેવળ તીરે ઊભી તમાશો જોનારને ક્યાંથી આવે ?
- શાપ એના આપનારની શક્તિ પ્રદર્શિત કરે છે, તેમ એની અશક્તિની પણ સાથોસાથ પ્રતીતિ કરાવે છે—કારણ કે, શાપ આખરે તો ક્રોધનું સંતાન છે અને ક્રોધ એ નબળાઈનું પ્રતીક છે.
- માનવે સ્વયં જ મંજિલ પર જવુ જોઈએ; કિનારો કંઈ જહાજ પાસે નથી આવતો !
- લોખંડ સાથેના સંઘર્ષ પછી ચકમકમાંથી તેજના તણખા ઝરે છે !
- શબ્દો હોઠેથી આવે અને હૈયામાંથી જન્મે એ બન્ને વચ્ચે કૃત્રિમતા અને નિખાલસતા જેટલો જ ફરક છે.
- ગુમાનને પ્રેરતો વિજય અને હિમ્મત ન હરી લેતો પરાજય — બન્ને માનવને સમાન રીતે ઘડે છે અને સમાન રીતે એના ઉત્કર્ષનાં સોપાન બની રહે છે.
- ક્રોધ કરીને માનવ પોતાની જાત પરથી જ કાબૂ ગુમાવી દે છે. આમ, ક્રોધદર્શન એ માનવની નિર્બળતાનું જ પ્રદર્શન બની રહે છે; અને, એટલે, મહત્તા ક્રોધ કરવામાં નહિ, ક્રોધને કાબૂમાં રાખવામાં રહી છે.

- પ્રેમ, જો એ સાચો હોય તો, પ્રેમી તેમજ એના પ્રેમપાત્ર—ઉભયને માટે વરદાન બની રહે.
- મૃત્યુ એ જીવન-મંદિરનું ગર્ભદ્વાર છે!
- પ્રેમના યુદ્ધનું ધર્મયુદ્ધ વ્યક્તિ સાથે નહિ, વ્યક્તિની વૈર-વૃત્તિ સામે જ હોય છે.
- અંધકાર પ્રગાઢ બનીનેય તારાઓને તો અધિક પ્રકાશ જ પ્રદાન કરે છે.
- પ્રેમનો ટહુકાર છે જિંદગીનો ટહુકાર!
- સિંહદ્વાર મંદિરનાં બાહ્ય દર્શન કરાવે, ગર્ભદ્વાર ભીતરની મૂર્તિનાં!
- દિવસરૂપી કાયાને રાત એ છાયા છે.
- તમારા આત્માને પ્રેમભક્તિનું વિમલ વૃંદાવન બનાવો ને કૃષ્ણ-કનૈયાની મંગલ મધુ-બંસી તેમાં આપોઆપ ગુંજી ઊઠશે.
- આંખે કહ્યું: 'કોયલનો કાળો રંગ તને દીઠો નથી ગમતો!' કાને કહ્યું: 'કોકિલાનો કામણગારો કંઠ મારે મન અમૃતપાન છે!'
- લંકા સાત સોનાની હોય, તોયે કંઈ અયોધ્યાની તોલે આવે?
- યૌવન એ જીવનયાત્રાનું શિખર છે—અને ખીણ પણ.
- મીણબત્તીએ પ્રકાશવું હોય તો મીણે પીગળવું જ રહ્યું.
- નિરાશાની છીપ મેં જોઈ ને જોયું એમાં મેં આશાનું મોતી!
- કુસુમે કંટકને કહ્યું: 'તું મારા માટે શાપરૂપ છે!' ઉષાએ નિશાને કહ્યું: 'તું મારા માટે આશીર્વાદરૂપ છે!'
- તૃષ્ણા ભોગ પ્રેરે, વિરક્તિ ત્યાગ!

- પતન એ પાપનું સંતાન છે.
- પૂનમને પામતાં પહેલા અમાસને પાર કરવી પડે
- પ્રેમ એ યુવાનીની ગધાનું વૃંદાવન છે
- સ્નેહ જ સ્વાર્થનો જનક છે.
- સ્વમાનનો અતિરેક એટલે અભિમાન.
- માનવમહત્તાની સાચી પારાશીશી તો માનવતા છે—સત્તા નહિ, મત્તાય નહિ
- સેવ્યનું સેવકમા રૂપાન્તર કરે, એ સાચી અને સર્વોત્કૃષ્ટ સેવા!
- સાચા દિલનું સર્વશ્રેષ્ઠ દાન કોઈ યાચક જ ન રહે એ માટે નો સક્રિય પ્રયત્ન!
- જાણવા છતા સાચું ન બોલવું, એ જૂઠ બોલવા કરતાય બદતર છે
- ક્રોધ, એ ક્રોધ કરનારે જાતે પોતાને આપેલો શાપ છે.
- ભાતના ભાતીગળ મોહમા પોતને ન ભૂલીએ!
- 'સાચા' અને 'સારા' એ બેમાથી સર્વદા સાચાને જ પસદ કરવું સારુ
- જીવન-જહાજ સુખ તેમજ દુઃખરૂપી લાકડા તથા લોઢાનું બનેલુ છે—બન્નેમાથી એકે વગર ન ચાલે!
- એ અધ છે, જેનામા વિવેકદૃષ્ટિનો અભાવ છે!
- વસતને મોહરાવો, પછી કોકિલાને ગાવાનું કહેવું નહિ પડે!
- જ્યા સંતોષની અછત હોય ત્યા સંતાપની છત હોય છે
- આત્મવિશ્વાસના અભાવમા ભીરુતાનો નિવાસ છે!

- સ્વાર્થી માગણી દીનતા પ્રેરે, પ્રાર્થના સાત્વિકતા !
- યાચકોને દુ:ખે દુ:ખી અને સુખે સુખી થનારને નથી તો સુખ ચગાવી શકતું કે નથી તો દુ:ખ ડગાવી શકતું
- વિષાદ જ નહિ, અત્યાનંદ પણ આંધી જન્માવે છે !
- ગુલાબ માટે તો કંટક ઢાલની જ ગરજ સારે છે
- મયંક નકલંક છો હોય, પણ રેલે તો નિષ્કલંક ચાંદની જ !
- સમૃદ્ધિ સુવર્ણ હશે, કિન્તુ સંતોષ તો પારસમણિ છે
- જિંદગીને એક આંખથી જોનાર તો અંધનોય અંધ છે !
- લાગણીની નૈયાનું બુદ્ધિ એ સુકાન છે
- દાતામાં નમ્રતા પ્રેરે અને યાચકમાં લઘુતા ન પ્રેરે એ ઉત્તમ દાન !
- સમર્પણ, તારું બીજું નામ જીવન છે !
- અસંતોષ એ એવો વૃકોદર છે, જેનું આસુરી ઉદર કદી ભરાતું જ નથી
- ભગવતી સરસ્વતીની વરદ વીણાનો એકાદ ઝંકાર બનવાનું ય સૌભાગ્ય સાંપડે તો હું ન્યોછાવર કરી દઉં સમરકંદ બોખારા !
- આત્માને પરમાત્મા પાસે પહોંચાડતો સુમંગલ સેતુ એટલે ધર્મ !
- પ્રગતિ એટલે પુરુષાર્થી પાંખોની ગતિ !
- સત્યનો સૂર્ય કદી આથમતો નથી
- જેટલો મીઠો સંયોગ એટલો જ વસમો વિયોગ !
- જિંદગીની તસવીરનો રંગ જ ધૂપ-છાંવ છે

- આવ! દીપક-રાગ બનીને આવ, ને મારા જીવનચિરાગને ઝગમગ તેજે જગાવ!
- દિલ મારું સૂર્યમુખી ફૂલ છે, જે તારા સ્નેહ-સૂર્યના સાન્નિધ્યમાં ખીલે છે ને વિયોગમાં બિડાય છે
- દીપ-જ્યોતિ જલનારે દિલને કોડિયું બનાવવું જ રહ્યું
- સૌ તમને ચાહે એમ તમે ચાહતા હો, તો પ્રથમ તમે સૌને ચાહો!
- હારના પડદા પાછળ હમેશાં જીત છુપાઈ હોય છે વાદળ બુરખા પાછળના ચાંદ પેઠે!
- જીવન ચન્દ્ર છે કલા કુમુદિની!
- હું શ્રદ્ધાને વર્યો છું, અને શ્રદ્ધા મારા નિશ્ચલ સંકલ્પને!
- નામ અને કામ કાળના વહેતા પ્રવાહમાં પહેલું તણાઈ જાય છે, બીજું તરતું રહે છે
- 'પ્રેમ શું છે?' એણે પૂછ્યું અને મેં કહ્યું—'પ્રેમ શું નથી?'
- જગતને સત્તા અને મહત્તા વગર ચાલશે, મમતા અને માનવતા વગર નહિ જ નહિ
- કોઈની રાધા કાળી નથી!
- છાતીને વજ્રની બનાવો ને વિપત્તિ વરદાન બની જશે
- પથ્થરના મંદિરમાં પરમેશ્વરને શોધો, પરન્તુ તમારા મનને જ મંગલ મંદિર બનાવી દો, ને પરમેશ્વર તમને શોધશે
- અરીસામાં માણસ 'સૌન્દર્ય' જોવા માગે છે, સત્ય નહિ
- જરૂરિયાતોને ઘટાડો અસંતોષ આસક્તિ અને અદેખાઈને દેશવટો દો, અને તમારું દુઃખ સુખમાં ફેરવાઈ જશે!

- દરેક કુરુક્ષેત્રમાંથી કંઈ ગીતા સર્જાતી નથી.
- અમરતા એને વરે છે, જે ફનાગીરીને વરે છે.
- મુક્તિ તો ભક્તિની દાસીમાત્ર છે.
- અભીપ્સા અને આરાધનાની બેલડી વ્યક્તિને વિભૂતિ બનાવે છે.
- પ્રીતિની પનિહારીનો ત્યાગ એ પનઘટ છે.
- જીવન-ગગને મારા, સુખ-સિદ્ધિના સુવર્ણસૂર્યને ન ચમકાવે તો કંઈ નહિ; પ્રેમ-શ્રદ્ધાનો તારક શુક્ર-ધ્રુવ પ્રગટાવે તોપણ ભયો ભયો !
- સંયમ એ લગામ છે—થનગનતા યૌવનરૂપી અરબી અશ્વની!
- તમારી સમતાની સમતુલાને સુખ કે દુઃખ, વિજય કે પરાજય, ચડતી કે પડતી ડગાવી ન શકે, તો તમારી એ સમતા જ તમારી સર્વોચ્ચ સિદ્ધિ છે.
- જેટલે અંશે તમે અન્યને સહાયભૂત થઈ શકો એટલે અંશે તમારું જીવન સાર્થક ગણાય.
- કોઈની કૃપા પામવા નહિ, તમારા આત્માની પ્રસન્નતા માટે જ પ્રત્યેક કર્મ કરો !
- સંચય પતન છે, આપ-લે સોદો છે, સમર્પણ અભ્યુદય છે.
- 'સુખ સ્થિર નથી' એ સાચું છે; અને એ પણ એટલું જ સાચું છે કે 'દુઃખ પણ સ્થિર નથી.'
- અનધિકારીને કોઈ પણ વસ્તુ આપવા કરતાં, એ વસ્તુની જ જીવાદોરી ટુંકાવી નાખવી સારી !
- શ્રમનો મહિમા ભૂલાય ત્યાંથી ગતિ જાય, પ્રગતિ પરવારે !

- બનાવનારા કરતાં બગાડનારાની અહીં બહુમતી છે.
- કાર્યસિદ્ધિનું કુસુમ કુરબાનીની ડાળે ખીલે છે.
- જ્ઞાનની મહત્તા આપણને યથાર્થ રીતે કોણ સમજાવી શકે?
- તારોના સુમેળ વગર જેમ સંગીત ન જન્મે, તેમ હૃદયોના સુમેળ વગર સ્નેહ ન જન્મે.
- આનંદમાં કોઈ સાથીદાર હોય તો વળી ઓર આનંદ આવે!
- મનુષ્યને મન જેટલો દુર્લભનો મહિમા છે, તેટલો સુલભનો નથી.
- એક ભૂલ કેટલીક વાર અનેક ભૂલની જનની બની રહે છે.
- દુ:ખ એ તો અગ્નિ સમાન છે, પ્રકાશ પણ આપે અને બાળે પણ—પરિણામનો આધાર આપણા પર જ રહ્યો છે.
- સિદ્ધિની દેવી કેવળ આરતીથી ન રીઝે, એને તો આહુતિય જોઈએ.
- ચોતરફથી દુ:ખનાં મોજાં ઘેરી વળે ત્યારે ચોક્કસ માનવું કે સુખનો કિનારો હવે દૂર નથી—કારણ કે અરુણોદય પહેલાં અંધકાર પ્રગાઢ જ હોય છે.
- જીવન જેનું સુંદર—મૃત્યુ એનું ભયંકર કેમ હોઈ શકે?
- કાયદાની સાર્થકતા ઘડતરમાં નહિ, પાલનમાં છે.
- માનવમનની આ અવળચંડાઈ તો જુઓ : જે એના પગ ચૂમે છે તેની એને પડી નથી, અને એની જેને પડી નથી તેના એ પગ ચૂમે છે!
- અન્યાય પ્રત્યેનો સબળ પ્રતિકાર એ જ તો ન્યાય પ્રત્યેના તમારા પ્રેમનો પ્રબળ પુરાવો છે.

- પરસેવો પાડવા છતાંય પેટ ન ભરાય ત્યારે 'વાદ' જન્મે છે!
- વિજયનો ગર્વ એ જીતની હાર છે!
- જ્ઞાન માહિતી આપે, સંસ્કાર માર્ગદર્શન.
- પુણ્યના ગર્વ કરતાં પાપનો પશ્ચાત્તાપ મહાન છે.
- સલામતીવાંછુ વ્યવહારુ ડહાપણ કરતાં મને તો ફના થવા તત્પર હોય એવું સાહસિક ગાંડપણ ગમે.
- અલગતાની ટોચે વિહરવા કરતાં હું તો એકતાની તળેટીમાં વસવાનું પસંદ કરું.
- ખરું ઔદાર્ય તો વધારાનું હોય એ આપવામાં નહિ; કિન્તુ પોતાને વધુ જરૂરનું અને વધુમાં વધુ પ્રિય હોય એ આપવામાં રહેલું છે.
- ન મળેલાને ઝંખવા તથા ઝૂરવા કરતાં મળેલાનો સાચો ઉપભોગ કરવો સારો.
- ફૂલ ખીલે છે ને ખરી જાય છે—પણ ક્યારે?
  ફોરમ પ્રસાર્યા પછી જ.
- અતિ સંપત્તિ એક એવી આગ છે કે જો એ જરે નહિ તો જલાવી નાખે.
- અહીં માનવોના આ મતલબી જગતમાં કશું માગ્યે મળતું નથી; બધું મેળવવું પડે છે.
- પ્રાર્થના એ સ્વાર્થભરી ક્ષુદ્ર માગણીઓ માટેનું કે માની લીધેલાં દુઃખદર્દનાં દંભી રોદણાં રોવાનું સાધન નથી—એ તો છે આપણા આત્મા અને પરમાત્માના મંગલ મિલનયોગ માટેનો પવિત્ર પૂલ!

- દમનથી દિલ ન જિતાય
- દુશ્મનની દોસ્તીમા પણ અનોખી મસ્તી છે
- ✓ માનવતા ત્યારે રડે છે—જ્યારે માનવ માનવને હણે છે
- હાસ્ય હરી લે એ ખરી હાર
- માનવને બહુજન સમાજથી વિખૂટા પાડી દે, બન્ને વચ્ચે ભેદની અભેદ દીવાલ રચી દે તો એ મહત્તાય માનવ માટે બધનરૂપ જ છે
- ક્રોધ એ માનવીની અશક્તિનુ, અસહિષ્ણુતાનુ અને અસહાયતાનુ પ્રતીક છે
- હોઠે શાન્તિની ઝખના, હૈયે યુદ્ધની તમન્ના દુનિયાની આ દશાની અજાયબી તો જુઓ!
- તમે વીરતાને વરો અને વિજય તમને વરશે
- કહું છુ, સુખની ઘેલછા છોડી દો અને જુઓ—સુખ તમને શોધતુ આવશે!
- સમૃદ્ધ ખેતી એટલે સમૃદ્ધ ભારતી!
- સયોગમા જ ખીલનારુ ને વિયોગમા મુરઝાઈ જનારુ પુષ્પ એ પ્રેમ નથી
- વિચાર અને વાણી એ બધન બની જાય છે—વર્તનમા ન પરિણમે તો!
- આત્મા પરમાત્મા હોય તો દેહ એ દેવાલય છે
- જાતે જલ્યા વગર જલાવી દેનાર અગ્નિ બે ક્લેશ અને દ્વેષ!
- દર્પણમા માનવીના અગનુ પ્રતિબિબ પડે છે, આચરણના અરીસામા એના અતરનુ

- ગુસ્સો કર્યે ગૂંચ ન ઊકલે
- આત્માનું ઊંચીકરણ કરે એ કલા, બાકી બધી કરામત
- પ્રતિષ્ઠા પ્રતિભાની પારાશીશી નથી
- સાધનાનો પંથ કુસુમોથી નહિ, કંટકોથી ભર્યોભર્યો છે
- આપણે હંમેશા આપણા ગુણો જોઈએ છીએ, અન્યના અવગુણો!
- નિઃસ્વાર્થ સ્નેહ એ પાયો છે, સાચી મૈત્રીના મંદિરનો!
- પૂર્ણતાનું અભિમાન એ અપૂર્ણતા છે
- જાણો છો?—જ્યારે તમે અંતરમાં વેર અને ધિક્કારના અંગાર સંઘરો છો, ત્યારે તમારાં સુખ–ચેન અને શાન્તિનાં ફૂલો ખાખ બની જાય છે
- વિજયનું ગુમાન એ પરાજયનું પ્રથમ સોપાન છે
- સતત જાગ્રત પ્રજામત એ સાચી લોકશાહીનો પ્રાણવાયુ છે
- સિતારના તાર સિતારથી સંયુક્ત તથા મુક્ત હોય છે—સ્નેહનું સંગીત પણ બે હૈયાની આવી મિલન–મુક્તિના સુભગ સંગમમાંથી સર્જાય છે
- મૈત્રી એ બે હૃદયોનું મિલન–ગીત છે
- એણે કહ્યું 'તમે દીવાના છો!'
  મેં કહ્યું 'અકાળે નંદવાએલા હૈયાની વેદના તમે અનુભવી નથી'
- તમે માનશો?—પ્રસિદ્ધિની આસક્તિનો અતિરેક જ તમોને સિદ્ધિથી દૂર ને દૂર રાખે છે!

❖ રસિકતાનો રસદીપ વાંછજો હો, શુષ્કતાનો સહારો નહિ!

❖ વાદળી વરસીને ચાલી જાય છે અને ધરતીને શરમાવવા શોભતી નથી—દાન આપનાર માણસે આ દાખલો લેવો ઘટે.

❖ સ્નેહના સુધાકુંભને વિષમય બનાવી દેવા માટે વહેમનું વિષબિન્દુ બસ છે

❖ લાગણીનું પાણી પાએલી બુદ્ધિની તલવાર જ જીવનસંગ્રામમાં વિજયિની નીવડે

❖ જલમાં પોતાની જાતને પધરાવી આંદોલનો જગાવી કંકર જેમ તળિયે બેસી જાય છે તેમ, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં જાગૃતિ માટે આંદોલનો જગાવનારાઓએ પણ કીર્તિની ભૂખ રાખ્યા વગર કેવળ પોતાનું કર્તવ્ય નિષ્ઠાપૂર્વક બજાવીને અદૃશ્ય થઈ જવું જોઈએ

❖ હળાહળ વિષમાંયે જો' મીઠાશની સુધા, છીપમાંના મોતીની જેમ, છુપાએલી પડી છે! જાણનાર એ જાણે છે—નીલકંઠ શંકર પેઠે, સાધુચરિત સોક્રેટીસ પેઠે, પ્રેમદીવાની મીરાં પેઠે!

❖ કહો, આ શું હશે?
પૈસા વડે જેને ખરીદી શકાતો નથી, સત્તાના લાંબા હાથ પણ જેની આગળ ટૂંકા પડે છે, વૈભવ જેને વશ કરી શકતો નથી, પ્રતિષ્ઠા જેને રીઝવી શકતી નથી, બુદ્ધિ તેમજ બળની જેની આગળ કંઈ કારી ફાવતી નથી અને દમનને તથા એને તો છે બારમો ચંદ્રમા —કહેશો?—નહિ કહી શકો? તો ધ્યાનથી સાંભળી લો અને જતનથી જડી લો એ કોહિનૂરને મનમયૂરાસને!—અઢી અક્ષરનો, છતાં બ્રહ્માંડને પોતામાં સમાવતો એ છે 'પ્રેમ'

- સરળ-સહજપ્રાપ્ય સફળતાને હું સંગ્રામના-સંઘર્ષના સમુદ્રમંથનમાંથી સાંપડતી જયશ્રીનો મરજીવો પિયાસી, શું કરું ?
- સ્વપ્નો સિદ્ધ ન થાય એટલે સેવવાં જ નહિ એવું કોણ કહ્યું ?
- સ્વમાનને ભોગે મેળવાતી વસ્તુ એ મેળવનારના હાથે જ એના હૈયામાં ભોંકાતી કટાર છે !
- તમારા વિચારોમાંથી તમે કેટલાને આચારમાં ઉતારો છો અને કેવી રીતે ઉતારો છો એ મહત્ત્વનું છે.
- જૂનું એટલું બધું જ સોનું નથી અને નવું એટલું બધું જ નિંદ્ય નથી.
- સંસાર છોડવે સાધુ ન થઈ શકાય, સાધુ તો થવાય તૃષ્ણા ત્યાગે.
- દરેક કોયડાનો ઉકેલ હોય છે, દરેક તાળાને ચાવી હોય છે.
- નામનો મોહ જાગે એટલે કામ કથળે.
- પોતાના પ્રિયપાત્રની દૃષ્ટિમાં મહાન દેખાવાની ઘેલછામાં માણસ શું શું કરવા તૈયાર નથી થતો ?
- માણસ સુખનાં ગુલાબોની સુવાસ ભૂલી જતો હશે, કિન્તુ દુઃખનાં કંટકોના ડંખ તો કદી નહિ.
- અન્યને છેતરનાર પોતાના આત્માને છેતરીને જાતે જ નથી છેતરાતો ?
- ભોગવેલા સુખની યાદ દુઃખમાં ભળે છે ત્યારે કાં તો બળતામાં ઘી હોમાયું હોય તેમ દુઃખ જીરવવાની ખુમારી બમણી બની જાય છે.

- પાપનાં મૂળ ત્રણ : ગરીબી, અજ્ઞાન અને લોભ !
- સાચી પ્રીતિ પોતે જ સર્વોચ્ચ નીતિ છે.
- અભિમાનના અગ્નિતાપમાં કલાની કુસુમકલી ભસ્મીભૂત થયા વગર રહેતી જ નથી
- માનશો ?—પથ્થરને પણ હૃદય હોય છે !
- દમનથી કદીય દિલ ન જિતાય
- હાસ્ય હરી લે એ ખરી હાર
- સ્નેહ, સહનશીલતા અને સમર્પણરૂપી ગંગા, યમુના અને સરસ્વતીનો જ્યાં સુભગ ત્રિવેણીસંગમ થતો હોય એ સફળ દામ્પત્ય-પ્રયાગ
- જીવન જીવવું એ એક મહાન કલા છે
- સત્ય સ્વયં નથી તો કડવું કે નથી તો મીઠું, એને કડવું કે મીઠું બનાવે છે કાં તો વક્તા, કાં તો શ્રોતા !
- મોહમાં અંધ બનેલાને પ્રેમ કંટક બનીને ડંખે, ત્યાગના રંગે રંગાએલાને એ જ પ્રેમ પુષ્પ બની પરિમલ આપે છે
- ઉત્તુંગ ગૌરીશિખર પર સહુ વિજય ભલે ન મેળવી શકે, પણ સહુ પોતાના શિરને એની પેઠે ઉન્નત તો અવશ્ય રાખી શકે !
ઝૂરો નહિ, ખુમારીથી જીવો, ઝઝૂમો ને ઝિન્દાદિલીથી ઝઝૂમો !
- પ્રેમ એ પરમ વશીકરણ છે—ચરમ ચુંબક છે
- રે, વિકાસવાંછુ ! તારા જમણા હાથમાં પુરુષાર્થ છે—ડાબામાં પ્રાપ્તિ !
- કામ કરવું એ એક વસ્તુ છે, કામ કરી જાણવું એ અનોખી વસ્તુ છે, પહેલામાં ચીલાચાલુ ઘરેડ છે, બીજામાં કલા

- બધિયાર જડતા એ મૃત્યુની જનેતા છે
- ઘણા ડૂબે છે, ઘણા તરે છે, કિન્તુ કેટલાક જાતે ડૂબીને પારકાને તારે છે હરિયાલાલ નિરંતર એના વિરલાના ગીત ગાય છે અને એના મોજા એમા પોતાનો સૂર પુરાવે છે
- સત્ય કડવુ હોય છે એ ખરૂ, કિન્તુ કડવુ એટલુ બધુ સત્ય નથી હોતુ !
- જ્ઞાનના સંપાદન સાથે એનુ દાન દેવાતુ ન રહે તો એ જ્ઞાન બંધન જ બની રહે
- મનુષ્યમાત્ર ભૂલને પાત્ર હશે, પણ કરુણાને પાત્ર તો છે જ
- સિદ્ધિ એ કંઈ સાધનાની ઇતિશ્રી નથી, ખરી સાધના તો એ પછી જ શરૂ થાય છે—સાંપડેલી સિદ્ધિને પચાવવાની ને ટકાવવાની સાધના !
- પુણ્ય પાછળનો ઉદ્દેશ સ્વાર્થ નહિ, પરમાર્થ જ હોવો ઘટે
- સુન્દર સર્જન એ મધુર ઝંકાર છે, જે અન્તરમ વેદનની પ્રેરણાંગુલિ વડે છેડાએલ જીવનવીણાના સંવાદી તારમાથી જન્મે છે, જાગે છે, વિસ્તરે છે !
- યોગ્ય સ્થળે, યોગ્ય સમયે, યોગ્ય ચીજ આ સુભગ ત્રિવેણી સંગમ કળા માગી લે છે
- ઔચિત્યભાન—સારાસારનો સૂક્ષ્મ વિવેક એ કળાનો આત્મા છે
- પહેલા પૈસો પરિશ્રમનો ગુલામ હતો, આજ પરિશ્રમ પૈસાનો ગુલામ છે—અને પરિશ્રમની આ પરાધીનતા સાપ્રત આર્થિક અસમાનતા તેમજ સામાજિક વિષમતાની જનેતા છે ❀

- રાગ આગ છે, ત્યાગ બાગ.
- ટીકાકારોની ટીકાથી વ્યથિત ન બનો, હતાશ ન બનો; એને પણ પ્રશંસાનું આગવું રૂપ માનો!—કારણ કે ફોરમ વગર ફૂલને ભ્રમર-સૂંઘતો નથી; એટલે આ ભ્રમરોના ગુંજારવને—પછી એનું સ્વરૂપ ગમે તેવું હોય—તમારા ફૂલમાં રહેલી ફોરમનો સચોટ પુરાવો જ ગણો અને ટીકાના એ ગુંજારવની પરવા કર્યા વિના સતત કર્તવ્યરત રહી, તમારી નિષ્ઠાની ફોરમને પાંગરવા દો—પમરવા દો—પ્રસરવા દો!
- દોલતની સાથે કંઈ દિલાવરી નથી આવી જતી—હા, તાળાં-કૂંચી આવે છે ખરાં!
- જીવન એ કાવ્ય છે; અને કુરુક્ષેત્ર પણ.
- શબ્દોના બાણ કરતાંય બોલતી નજરનાં તીર કાતિલ હોય છે.
- લજ્જા અને લાવણ્ય પરસ્પરનાં પૂરક છે.
- જીવનની ફળદ્રુપ ધરતી ઉપર જ્યારે મોકળે મને સુખદુઃખના શ્રાવણ-ભાદરવા વરસે છે ત્યારે જીવનની જયશ્રી હરિયાળીરૂપે લહેરાઈ ઊઠે છે.
- અન્યને અગ્નિકુંડમાં હોમી, કોઈ કદી ફૂલબાગમાં વિહરી શકે નહિ.
- પાપીને નિંદવાનો હક્ક કોઈને નથી—પુણ્યશાળીનેય નહિ!
- જે સ્વાભાવિકતાથી સુમન સૌને સુગંધનું દાન કરે છે—ભેદભાવ વિના, ઉપકારની ભાવના વિના, બદલાની ખેવના વિના—એવી સ્વાભાવિકતાની સુગંધ માનવી દ્વારા અપાતા દાનમાં હોય તો એ દાન અવશ્ય દીપી ઊઠે.

▣ વાસ્તવમા કામુકતા દૃષ્ટિમા હોય છે, દેહમા નહિ !

▣ કસોટી માણસની ખરી કિંમત આકે છે

▣ મને તો કૃત્રિમ આશ્વાસનના આસુ કરતા નિખાલસની નિષ્ઠુરતાની આગ ગમે !

▣ વાસનાને સયમથી જીતી શકાય, તૃપ્તિથી શમાવી શકાય, પણ કૃત્રિમ રીતે એને દબાવવાથી તો એ છ છેડાયેલી નાગણ બની ડસવાની !

▣ ઝખના જ્યારે શ્રદ્ધામા પરિણમે છે ત્યારે ફળ્યા વગર રહેતી નથી

▣ મનુષ્યમાત્રની એ એક સ્વાભાવિક ઝખના હોય છે કે કોઈ એને ચાહે, એના મિલનથી આનદે, એના વિરહથી તડપે, એની ગહ કોઈને રહી રહીને સતાવે, કોઈ કેવળ એનુ જ બની જાય પણ એમ ન બને તો અભાવની એ આગ બાળી મૂકે—એને તેમજ અન્યને પણ !

▣ જનની અને જન્મભૂમિની વિસાતમા કુબેરભડાર પણ કોડીનો છે !

▣ જીવન એ કઈ મુલાયમ ગુલાબોની સુવાળી રેશમી બિછાત નથી, પણ કાટાળા ગોખરુનુ ઝુડ છે—મજિલના પિયાસી મધુપે એમા ફસાયા વગર એને પાર કરવું રહ્યુ

▣ સુખ કરતા દુખમા સમભાવી સાથીની અધિક આવશ્યકતા રહે છે !

▣ સહનશીલતા મૂગી હોય છે, અસહિષ્ણુતા વાચાળ !

▣ સમૃદ્ધિના સવર્ધનનુ સાધન તો છે સમર્પણ, સચય નહિ

- માનશો ?—પરાજયના બીજમાં આગામી વિજયનાં અનેક વટવૃક્ષો વ્યાપ્ત હોય છે !
- કલાકાર જ્યારે જીવાતા જીવન સાથે છૂટાછેડા લે છે ત્યારે કલા કલાકાર સાથે છૂટાછેડા લે છે.
- નમ્રતા ભૂષણ છે, લઘુતા દૂષણ.
- વેદનાને શાપ ન ગણતાં, વરદાન માનો; અને જીવનસંગ્રામમાં એ તમારી ઢાલ બની રહેશે.
- પ્રેમ અને પ્રદીપ સમાન છે, જે પંડ બાળીને પરને પ્રકાશ અર્પે છે.
- અતૃપ્તિ આપત્તિની જન્મદાત્રી છે.
- બહેકો નહિ, મહેકો.
- હૃદયના પ્રેમલ રંગે રંગાએલ કે પછી વેદનાના અશ્રુથી ધોવાયેલ કલાકૃતિ—પછી તે ગમે તે પ્રકારની હોય—સજીવ, સુંદર જ હોવાની.
- નારી માત્ર એ સંબોધનને પામવા સ્વર્ગને પણ તુચ્છ ગણે—એ એકાક્ષરી સંબોધન છે : 'મા' !
- શાન્તિનેય પોતાની ક્રાન્તિ હોય છે—ક્રાન્તિ હોય છે.
- સામનો કરી શકે—હલ્લો એ કરે !
- અન્ય પર અહેશાન ભલે કરો, પણ પછી અહેશાનના ભારથી એને કચડો નહિ.
- ગુણ હશે તો એના પારસ-સ્પર્શે કુરૂપ લોહ પણ રૂપાળું કંચન બની જશે !
- પુરુષ પ્રેમ કરી જાણે છે, સ્ત્રી પ્રેમ નિભાવી જાણે છે.

- કાળમીંઢ કાળજામાંય કરુણાની કૂંપળ ફૂટી શકે—મમતા વડે, માનવતા વડે!
- જગતમાં મહેલ ન હોત, તો જેલ પણ ન હોત!
- પ્રત્યેક માનવ પોતે જ પોતાનો શિલ્પી છે ને પોતાના પ્રારબ્ધને—જીવનશિલ્પને ઊજળી રીતે ઘડી શકે છે—પુરુષાર્થ ને શ્રદ્ધાના હથોડીટાંકણા વડે!
- કેવળ સંગ્રામ જ નહિ, સમાધાન પણ સામર્થ્ય માગે છે.
- સંઘર્ષ કરતાં સમન્વય સવિશેષ સામર્થ્ય માગે છે.
- તૃપ્તિ વાસના સંતોષે, ત્યાગ ભાવના!
- એ કવિ છે, જેને મન પ્રત્યેક કર્મ એ કાવ્ય છે!
- એ ખરેખર વીર છે, જેને એનું રુદન આધીન છે!
- કેટલીક લાગણીઓ એવી હોય છે કે તૃપ્તિ ન પામે ત્યાં સુધી ચિત્તને ચેન ન પડવા દે—જાગેલી ઝંખના અને જિજ્ઞાસા એવી લાગણીઓ છે
- રવિ–શશીની ઝળાંહળાં રોશની ક્યાં વાંછી હતી? વાંછી તો હતી કેવળ જીવનપથપ્રદર્શક શ્રદ્ધાની ધ્રુવ–તારલી!
- મિલનની માધુરી માણવી હોય, એણે વિરહની વેદના વેઠવા તત્પર રહેવું પડે.
- વિત્ત અને વિદ્યાને વધાર્યે જાણનારા વધુ નીકળશે, પણ વાપરી જાણનારા અને એય વિવેકપૂર્વક, તો કો'ક વિરલા જ!
- જ્યારે આ પૃથ્વીપટે સરસ્વતી, શ્રમ અને શ્રીની તારક–ત્રિવેણીનો સુહાગી સ્નેહસંગમ થશે, ત્યારે પ્રગતિ પ્રયાગ બની જશે!

❖ પરાધીન જીવન કરતાં તેમાંથી મુક્ત કરતું મોત સારું!

❖ બાહ્ય જ્યોતિ નહિ, મેં તો આંતર-શક્તિ માગી હતી—અંધારાં ઉલેચની શક્તિ!

❖ ભૂત એ 'ગઈ ગુજરી' છે, ભવિષ્ય એ 'કલ્પનાનું કુસુમ' છે—ત્યારે વર્તમાન એ તમારા હાથનો 'જલતો દીપ' છે!

❖ અન્યનું ઝૂંટવી લેવું એ જ નહિ, જેને આપણું માન્યું છે તેને સાચવી રાખવું એ પણ એક પ્રકારનો અપરાધ છે.

❖ વસંતના રસભંડારો ન આપે તો કંઈ નહિ; પણ દેવ મારા! જિંદગીની આમ્રઘટાને તારી કરુણાના કોકિલ-ટહુકારથી તો ભરી દે!

❖ પોતાનો પડછાયો પણ માણસને કેવળ પ્રકાશમાં જ સાથ આપે છે, અંધકારમાં નહિ.

❖ શૂલ વચ્ચે રહી શકે એ ફૂલ!

❖ વિરહની પાનખરમાં મોહ મુરઝાશે; પ્રેમ પાંગરશે—પલ્લવિત બનશે, પરિપક્વ બનશે!

❖ માનવે સૌ પ્રથમ અને સૌથી વિશેષ સમજવા જેવું કંઈ પણ હોય તો તે એનું પોતાનું મન જ છે.

❖ એ સાચો સ્વતંત્ર છે, જે ખુદ સ્વતંત્ર હોવા ઉપરાંત કોઈનાયે સ્વાતંત્ર્યનો સ્વીકાર કરતો નથી.

❖ નાના માણસોય મોટા વિચાર તો કરી શકે છે, કિન્તુ મોટા માણસો તો મોટા વિચાર આચરી બતાવે છે.

❖ રાગના વિરાગી અને વિરાગના રાગી બનો અને જિંદગી તમારી, આસક્તિની આગ મટી મુક્તિનો બાગ બનશે.

❖ મધુકર—દૃષ્ટિ કોકિલનો કંઠ જોશે, પૂર્વગ્રહ એનો રંગ !

❖ જીવનપાત્રને રસથી છલોછલ ભરી દેતી એકાદ ક્ષણ માટે પણ હું શુષ્ક જીવનના હજાર વર્ષ જતા કરું !

❖ સાચો પ્રેમ એ ચંદન સમાન છે, જે જાતે ઘસાઈને પણ જગતને તો શીતળ સુવાસ જ સમર્પે છે

❖ આશા—શ્યામ વાદળની સોનેરી કોર !

❖ પરમાર્થ એ આરતીના મંગલદીપ સમાન છે, જે પૂજા કરનાર તેમજ પૂજા પામનાર—ઉભયને વિમલ પ્રકાશ અર્પે છે

❖ જેટલો મધુર સંયોગ, એટલો જ વસમો વિયોગ

❖ પથ્થરના મંદિરમાં પરમેશ્વરને ન શોધો, પરન્તુ તમારા મનને જ મંગલમંદિર બનાવી દો, ને ખુદ પરમેશ્વર તમને શોધતો ધીમી પગલીએ ત્યાં ચાલી આવશે

❖ 'ઈશ્વર ક્યાં છે ?'—એવું કોઈ પૂછે છે, ત્યારે મારાથી સહેજે આમ પુછાઈ જાય છે—'ઈશ્વર ક્યાં નથી ?'

❖ પાપ એ રાવણની લંકા છે, પશ્ચાત્તાપ એનું દહન કરનાર રામભક્ત હનુમાન !

❖ કંટક ફૂલને માટે તો ઢાલ સમાન જ છે

❖ પ્રેમ—માની મમતા, પિતાનું વાત્સલ્ય, ભાઈનો સ્નેહ, ભગિનીનું વહાલ, મિત્રનું હેત, પત્નીનો પ્રેમ ! માત્ર બે અક્ષરનો બનેલો આ બિન્દુ સમો શબ્દ, પોતામાં કેટકેટલાં સ્વરૂપોનો સિન્ધુ સમાવી બેઠો છે ?—એની આ સઘળી સ્વરૂપ સરિતાઓનો જેના જીવનસાગરમાં સુભગ સંગમ થતો હશે, એ વ્યક્તિ કેવી ધન્ય હશે !

❖ સંસારની મોટામાં મોટી કરુણતા કઈ? તો કહે: મા વિનાનું બાળક!

❖ વસંત આવે કે પાનખર આવે—પ્રેમથી આવનાર સૌ માટે પ્રેમીનાં દિલદ્વાર ખુલ્લાં જ છે!

❖ સરિતામાં પૂર આવે, સાગરમાં ભવ્ય ભરતી; કિનારાની સીમા બન્નેને છે, પણ પૂર ક્યારેક ડુબાડે, ત્યારે ભરતી તો ભીંજવે જ. પૂરમાં અભિમાનની અધૂરપ છે, ભરતીમાં મર્યાદાની મધુરપ!

❖ તમને મળતી પ્રસિદ્ધિ નહિ, પણ તમને થતી પ્રસન્નતા જ તમારા પરિશ્રમનો પરમ પુરસ્કાર છે.

❖ સુખના મોહમાં જ દુઃખનું મૂળ નથી?

❖ રસિકતાનું મોતી સંયમની છીપમાં પાકે છે.

❖ આજના યંત્રયુગનો માનવ ક્ષણેક્ષણે પોતાનું જ ખૂન કરતો હોય છે.

❖ ધર્મની રચના માનવને દેવ બનાવવા માટે થયેલ છે, દાનવ બનાવવા માટે નહિ.

❖ માણસ માત્ર પ્રીતિ તેમજ સહાનુભૂતિનો પિયાસી હોય છે.

❖ મોહમાં સૌન્દર્ય કેન્દ્રસ્થાને હોય છે, સ્નેહમાં સમર્પણ!

❖ લોભી મન તળિયા વિનાના ખંડિત પાત્ર સમાન છે—એ કદી-યે કેમ ભરાય?

❖ પ્રેમપરબ એવી અનોખી છે કે જેના પીયૂષ-પાન કરવાથી ઉર-તરસ છીપવાને બદલે ઊલટાની વધતી જ જાય છે.

❖ કલમનું કાર્ય કમલ ઉગાડવાનું છે, કાદવ ઉડાડવાનું નહિ.

※ સ્વમાનના અતિરેક ને અભિમાન વચ્ચે ખૂબ સામ્ય હોય છે

※ દુ ખ એ ખરી રીતે સુખ સ્વર્ગનુ પ્રવેશ દ્વાર છે

※ સ યમ એ સાચી રસિકતાની અનિવાર્ય શરત છે સ યમ-રહિત રસિકતા એ વિલાસ જ છે અને વિનિપાત એ વિલાસની અનિવાર્ય ફલશ્રુતિ છે

※ ચહેરો એ ચિત્ત-ગ્રથનો અનુક્રમ છે

※ ભૂરા માર્ગે મેળવેલી સફળતા કરતા સાચે માર્ગે ચાલતા સાપડેલી નિષ્ફળતા સારી

※ ધિક્કાર કરતાયે પ્યારનો દ ભ અધિકતર ધિક્કારપાત્ર છે

※ નિરાશાના તારમાથી આશાના ઝ કારને જન્માવતા શીખો !

※ દેહને છીપ ગણીએ, તો આત્મા મોતી છે

※ અનાસક્તિ અમૃત છે, મોહ મદ્ય છે, પણ અનાસક્તિનો દ ભ તો હળાહળ વિષ જ છે

※ દિલમા દીવો ન થયો હોય તો પછી ઊજળા દેહનો અર્થ શો ?

※ સમૃદ્ધિમા નહિ, ત ગીમા આપેલુ દાન ચડે

※ કટાર કનકની હોય તેથી કઈ પેટમા થોડી ભોકાય છે ? — મોજડી મણિમ ડિત હોય તેથી કઈ મસ્તકે થોડી ધરાય છે ?

※ સાચો ધર્મ તો છે માણસાઈના કોડિયામા પ્રેમ અને ત્યાગ રૂપી વાટ અને તેલ વડે પ્રકાશતો સર્વમ ગલ પ્રદીપ !

※ સમૃદ્ધિની સાથે તૃષ્ણાની વૃદ્ધિ પણ થતી રહે છે

※ સ પત્તિ કેવળ દેહને ખરીદી શકે, સત્તા દેહને દ ડી શકે, પણ દિલને જીતી તો સ્નેહ જ શકે—કેવળ સ્નેહ !

- મુશ્કેલીઓના મહાસાગર ઊમટે મરજીવા પર, માયકાંગલા પર નહિ.
- અતિપ્રવૃત્તિ અને નરી નિવૃત્તિ—બન્ને સરખા જ ખતરનાક છે.
- કંટક નહિ ને કુસુમેય નહિ; માગી તો હતી કીમિયાગીરી—કંટકને પણ કુસુમ બનાવે એવી કસબી કીમિયાગીરી !
- પતિ બનીને તમે સ્ત્રીનો કેવળ હાથ જ મેળવી શકો, એનું હૈયું મેળવવા માટે તો તમારે પ્રેમી જ બનવું પડે.
- નિરાશાની કબર પર આશાનાં ફૂલ ચડાવતાં શીખો.
- કાળ એ જબરો ખૂની છે—'આજ'નું ખૂન કરી પલકારામાં એને 'ગઈ કાલ'ના શબમાં પલટાવી મૂક્યા વગર એ જન્મ-જાત જલ્લાદને જંપ નથી વળતો !
- મા....!—આ આવડા અમથા એકાક્ષરી શબ્દ-બિન્દુમાં મીઠાશનો કેવો સિન્ધુ સમાયો છે !
- આત્માના અવાજની કબર પર જીવતરનું ચણતર કરવા કરતાં હું તો આ ક્ષુદ્ર દેહને મૃત્યુની તલવાર નીચે ધરી દેવાનું પસંદ કરું !
- ખીલવું જ નહિ એ કરતાં, ખીલીને ખુશબૂ પ્રસારી ખરી જવું શું ખોટું ?
- જ્ઞાનનું પ્રદર્શન ન હોય, ને ન હોય એના દાન—હોય કેવળ સમર્પણ !
- આરાધના નથી તો કદી એળે જતી કે નથી તો કદી અફળ રહેતી—પરંતુ શરત એટલી : એ આરાધના હોવી જોઈએ અંતઃકરણપૂર્વકની ને એકધારી !

- સત એ સુદર્શન-ચક્ર છે—અસત્ શિશુપાલનુ શિર
- સાહિત્યનો શશી સર્વદા જીવનસૂર્યમાથી રોશનીની લાલી અને પ્રેરણાની ગુલાબી મેળવે છે
- આત્મશ્રદ્ધા એ આજાનબાહુ પુરુષાર્થની ટચલી આગળી છે, જે ગમે તેવા સકટના ગોવર્ધન પર્વતનેય તોડી શકે—ઊચે ઉઠાવી શકે !
- બુલબુલે પૂછ્યુ 'ફૂલ, તુ ગીત કેમ નથી ગાતુ ?' 'ગાઉ છુ ને !' ફૂલે સસ્મિત કહ્યુ 'મારી સુગધ જ છે મારુ ગીત !
- જીવન આવુ જીવો—શૂળ વચ્ચે ફૂલ !
- ગુલાબને સહુ ગાશે, મારે તો બીલીપત્રને ગાવુ છે
- મારા હૃદયતાર તારા તારક ઝકાર !
- પરિશ્રમ એ પારસમણિ છે, જે ધરતીની ધૂળનુ ધાન્યમા રૂપાન્તર કરે છે
- જહેમત વગર જયશ્રી નહિ
- જ્ઞાન, અર્ધજ્ઞાન અને અજ્ઞાનની ત્રિપુટી વચ્ચેનો તફાવત છે આ જ્ઞાન તારે, અર્ધજ્ઞાન ડુબાડે, અજ્ઞાન મારે !
- જીવન-નૈયા માટે વિનાશના વમળ છે આ વિનયવચિત વિદ્યા, ક્ષમાભાવનારહિત વીરતા, નમ્રતા વગરની મહત્તા, સેવાભાવ સિવાયની સત્તા, ઉદારતા વગરની મત્તા, વિનિમય વિહીન સચય, સયમવિહોણી રસિકતા, જવાબદારી વગરની સ્વતત્રતા, ધૈર્ય વગરનુ શૌર્ય, સાધના વગરની સિદ્ધિ, પાત્રતા વગરની પ્રાપ્તિ અને સદ્વૃત્તિ વગરની શક્તિ !

- કામથી નહિ, કામના અભાવથી કંટાળો!
- સુંવાળપ પ્રકટાવતું સુખ એ દુ:ખ છે: સહનશક્તિને ઘડતું દુ:ખ એ સુખ છે!
- સંચય પતન છે, આપ-લે સોદો છે, સમર્પણ અભ્યુદય છે.
- વિશ્રામનું સાચું સ્થાન બે કામ વચ્ચે છે!
- માનવતા માટે મરી ફીટે એ મહાત્મા!
- પ્રવૃત્તિ, પછી એ ગમે તે પ્રકારની હોય, પરન્તુ જ્યાં સુધી એની પાછળ ભેખ લેવામાં ન આવે, ત્યાં સુધી એ ભવ્યતાની ટોચે પહોંચવાની નહિ જ નહિ!
- જીવનકલાની ચરમ ચાવી તો આ છે: હૈયે ભલેને જ્વાલામુખી ભભકતો હોય, છતાં હોઠે તમારે તો હાસ્ય જ હો!
- માનવીની આંખે આજે અમી ગુમાવ્યું છે, એના હોઠે હાસ્ય ગુમાવ્યું છે, હૈયે ગીત ગુમાવ્યું છે ને મસ્તકે ખુમારી ખોઈ છે, એના હાથ-પગે મુક્તિ ને ગતિ ગુમાવ્યાં છે, એના જીવનપુષ્પે ખુશબૂ ગુમાવી છે—માનવીને જ્યાં સુધી આ પાછું નહિ મળે, જગતને શાન્તિ ત્યાં સુધી નહિ મળે!
- મીણબત્તીએ પ્રકાશવું હોય તો મીણે પીગળવું જ રહ્યું!
- નર્યો વિલાસ જીવનને સ્વચ્છંદી બનાવે છે, નર્યો સંયમ જીવનને શુષ્ક બનાવે છે—જીવનનો વિકાસ તો સંયમની રસિકતા જ સાધે!
- માલિકીની ભૂખ, કેટકેટલાં ઘર્ષણોની જન્મદાત્રી હશે!
- જગથી કે જગના જનોની પૂજા પામવા કરતાં, મને તો સદા તારી પૂજા કરવાનું જ પ્રિય લાગ્યું છે.

- આંધળો પ્રેમ અ-દેખો પણ હોય છે!
- પુરુષાર્થને પાંગળો બનાવે એ પ્રેમ નહિ!
- પાપીને પસ્તાવો કરતો કરી દેવો એ પણ એક પ્રકારનું પુણ્ય નથી?
- દંભી નમ્રતા કરતા પારદર્શક અભિમાન સારું!
- સ્નેહ એક એવી અનોખી ભઠ્ઠી છે, જેમા પ્રિયજનના સઘળા દોષ પીગળી જાય છે!
- બે વસ્તુઓ માનવી પાસેથી ખૂંચવી લેવામા આવે તો જીવનમા રસ જેવી કોઈ ચીજ ન રહે—આશા અને કલ્પના!
- ન્યાય આપવાનો હક્ક, ખરી રીતે તો, જેણે કદી પણ ગુનો કર્યો જ ન હોય એને જ છે!
- રાત્રિ આવે છે અને ચાલી જાય છે એ માનવી હમેશા જુએ છે, છતા આવતી આપત્તિ ઓસરી જવા માટે જ આવે છે એ એને કેમ સમજાતુ નહિ હોય?
- પ્રેમને પ્રેમ વડે જ પામી શકાય, સૌન્દર્યને સૌન્દર્ય વડે
- નિત્ય જીવનની નાનામા નાની ક્રિયાને પણ જે કાવ્યમય કરી શકે—જીવનની કવિતા એ સુભાગી પામે!
- પારકા માટે જ જે સદા પ્રકાશે છે, એ દીપક ખરી રીતે તો કદી ઓલવાતો જ નથી
- પ્રકાશ પાથરવાની ઝંખના સેવનારે પ્રથમ પોતામા પ્રકાશ પેટાવવો પડશે
- તમે સૌના જીવનપથમા ફૂલ વેરો ને તમારો જીવનપથ આપોઆપ મઘમઘી ઊઠશે

- સુખ અને દુઃખ માનવ-મન જ સર્જે છે

- તેજની એક ઝલક માગી હતી, તિમિરનો પુંજ નહિ!

- માનવજીવનને મહત્ત્વની વસ્તુ કાળ નહિ, પણ કર્મ છે અને એમાંય 'કેટલું નહિ,' પણ 'કેવું' એ જ મહત્ત્વનું છે

- સુન્દરતાને સાચી રીતે પામી શકાય પૂજારી બનીને, શિકારી બનીને નહિ જ નહિ!

- કોઈને એના દોષ માટે દંડતા પહેલાં તમારા પોતાના દોષ ઉપર વિચાર કરજો!

- સાચો જ્ઞાની તો તે જ છે, જે કોઈને પણ અજ્ઞાની જોઈ શકતો નથી

- તમે ઘણું વિચાર્યું હશે, પણ તમારામાં ઉદ્ભવતા વિચારો વિષે તમે કદી વિચાર કર્યો છે?

- ધબકતા જીવનની એક ક્ષણ માગી હતી, અનેક વર્ષોનો યાંત્રિક ઢસરડો નહિ!

- સંયોગ સ્નેહને વધારે છે તો વિયોગ એને દૃઢ બનાવે છે!

- ગુલાબ એમ ને એમ મળી જાય એ એક વસ્તુ છે, અને કાંટા વાગ્યા પછી મળે એ બીજી વસ્તુ છે વસ્તુ—પછી એ ગમે તે પ્રકારની હોય—પણ એ સહેજે સાંપડે અને પ્રયત્ને સાંપડે એમાં અંતર છે કારણ કે, આનંદ જેટલો દુર્લભ વસ્તુની પ્રાપ્તિમાં છે એટલો સુલભમાં નથી

- માનશો? આપણા પર આવતી આપત્તિ એ અન્ય કંઈ નહિ, પરન્તુ આપણે અન્ય પર ઉતારેલ આપત્તિની પ્રતિકૃતિ માત્ર છે

- વિકાસનુ રહસ્ય તો અન્યના દોષ કાઢવામા નહિ, આપણા દોષ દૂર કરવામા છુપાએલુ છે
- મોતની મજાક કરી શકે—જિંદગીની મજા એ માણી શકે !
- જીવન જાતે જ એક મહાગ્રંથ છે, અને જગત એ એક વિશાળ વિદ્યાપીઠ !
- જિંદગીની વીણા જેણે છેડી જાણી છે, એને માટે પછી મૃત્યુ પણ કાવ્ય જ બની રહે છે
- જરૂરિયાતોનો અતિરેક દુઃખનો પર્યાય છે
- અભાવ અને અતિરેક બન્ને મારે—અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિની પેઠે !
- અજેય એ છે, જે ફનાગીરીના અમર પંથનો નિત્ય પ્રવાસી છે
- માત્ર મૃત્યુ નહિ, મનની ગરીબી પણ મનુષ્યને મારી નાખે છે
- વિશ્વમા શાન્તિ વિશ્વાસથી સ્થાપી શકાશે—વિશ્વાસઘાતથી નહિ અને અવિશ્વાસથી યે નહિ
- ખરી રીતે અંતરાયમાત્ર માનવીની અશક્તિએ શોધેલ બહાનુ જ નથી ?
- આંધળાનુ દુઃખ ન દેખવુ, ન દાઝવું
  પાંગળાનુ દુઃખ—દેખવું અને દાઝવુ
- ભીખ માગવી એ અપરાધ હોય, તો ભીખ મગાવવી એ અધમતા છે
- માનવીની આ અવળાઈ તો જુઓ જીવતાજાગતા મહાન પુરુષોની એને કોડીની યે કિંમત નથી, પણ તેઓ મૃત્યુ પામે છે ને લોકો એમની પાછળ કરોડોના કીર્તિમંદિરો રચે છે

- કલાનું ધ્યેય સીમિતને નિઃસીમ કરવું!
- શસ્ત્ર વાપરનારો શસ્ત્ર વડે જ મરે!
- ક્ષતિ માત્ર ઘૃણાને નહિ—કરુણાને પાત્ર છે
- ઘણી વાર માણસ પોતે જ પોતાના દુશ્મનની ગરજ સારે છે
- કલાની કૃતિ ગમે તેવી મહાન હોય, પણ આખરે તો એ બિન્દુ જ છે—જ્યારે જીવન તો સિન્ધુ છે
- માનવ પોતાની સફળતાને પોતાની શક્તિનું પરિણામ માને છે, પોતાની નિષ્ફળતાને સંજોગોનું ફળ!
- કોઈના યે જીવનમાં તમારો પ્રવેશ જખમરૂપે નહિ, જડીબુટ્ટીરૂપે જ હો!
- પરની પીડા દૂર કરવા નહિ, પણ પોતાની પ્રતિષ્ઠા વધારવા માટે પરમાર્થ કરનાર વધુ નીકળશે
- જાતને વફાદાર ન રહેનાર અન્યને ક્યાંથી વફાદાર રહી શકે?
- એકલતા કેટલીક વાર અકળાવી મૂકે છે, તો કેટલીક વાર આરામ આપે છે
- કદી નિરાશ ન થવામાં તો સફળતાની ચાવી નહિ હોય?
- તૂટેલા તાર સંધાય પણ નંદવાયેલા હૈયા સંધાતા નથી
- આસક્તિ પૂતના છે, મુક્તિ કામધેનુ!
- જિન્દગી મીનપિયાસી છે, પ્રીતિ સંગમ સરિતા છે!
- અંતરના દ્વાર બંધ કર્યાં—અવગુણોને અટકાવવા, ત્યાં દ્વારે મારે ટકોરા પડ્યા 'અમે ક્યાંથી પ્રવેશીશું?' ગુણોની એ વાણી હતી અને—અને મેં દ્વાર ખોલી નાખ્યા—દિલ અને દિમાગની મધુકર-વૃત્તિ તેમજ શક્તિ પર શ્રદ્ધા રાખીને!

◙ માણસથી પોતાનું દુઃખ જ નહિ, પારકાનું સુખ પણ જતું નથી !

◙ કૃષ્ણને રાધાની આંખે જુઓ, બંસીના કાને સાંભળો !

◙ આંખ એ પ્રેમીની જીભ છે.

◙ મારે એક ડગલુંય બસ થાય—કિન્તુ કાળની કેડીએ ન ભૂંસાય એવું !

◙ સંયોગમાં જ ખીલનારું ને વિયોગમાં મુરઝાઈ જનારું પુષ્પ એ પ્રેમ નથી.

◙ ચાંદની એ નિશાની ગોદમાં પોઢેલી ઉષા છે.

◙ વિચાર બંધન છે, વાણી શૃંખલા છે—આચાર બંનેની મુક્તિ છે.

◙ કણનો મણ આપતી ધરતીનો વિચાર આવે છે, અને એક જ શબ્દ હૈયાની ધરતી ઉપર લહેરાય છે : 'મા !'

◙ તમારો તમારા વિશેનો અભિપ્રાય 'સારો' હોય છે, બીજાઓનો તમારા વિશેનો અભિપ્રાય 'સાચો' હોય છે !

◙ અરીસામાં માણસ 'સૌન્દર્ય' જોવા માગે છે, 'સત્ય' નહિ !

◙ આનંદ પ્રેમમાં છે તો પ્રતીક્ષામાં યે ક્યાં નથી !

◙ માટીમાંથી જ સર્જાયેલો ને અન્તે માટીમાં જ મળી જનારો માનવી ગમે તેટલો મહાન બને પણ માટીને તો ન જ ભૂલે. એને તો સદા મસ્તકે જ ધારે !

◙ જ્ઞાન નયન છે, સંસ્કાર નૂર !

◙ અમાસ એ અંધારાનો પ્રકાશ છે, જેના લોકશાહી તખ્તા પર નાનામોટા સહુ તારલાઓને પ્રકાશવાની તક મળે છે.

- ધરતીના તારા આકાશ ભણી તૃષાથી જુએ છે, આકાશનાં ફૂલ ધરતી પ્રતિ મુગ્ધતાથી જુએ છે.
- કેટલીક રાતને પ્રભાત નથી હોતું !
- અસત્યનો પંથ લપસણો જ નહિ, લલચાવનારો ય હોય છે.
- ખરી ખૂબી તો જન્મવામાં નહિ, જીવી જાણવામાં છે.
- ખુવાર થવાની અશક્તિમાં તો પરાજયનું મૂળ નહિ હોય ને ?
- ત્યાગ અને તપ કદી વ્યર્થ જતાં નથી.
- પ્રેમની એક લહર માગી હતી, મોહનો સાગર નહિ !
- ભલા માણસો પ્રત્યે તો સહુ ભલાઈ દાખવે, બૂરા માણસો પ્રત્યે બૂરાઈ દાખવનારાઓનો પણ તોટો નથી; તોટો તો છે બૂરા માણસો પ્રત્યે પણ ભલાઈ દાખવનારાઓનો.
- સંકલ્પનું સુકાન છે, હાથમાં પુરુષાર્થનાં હલેસાં છે ને હૈયે અખંડ શ્રદ્ધાની ધ્રુવતારલી ઝગે છે ત્યાં સુધી તો મુશ્કેલીઓના મહાસાગરની પરવા નથી—પછીની વાત પછી !
- સાદાઈને પણ, કોણ કહેશે કે, પોતાની સુવાસ નથી ?
- જે મરી જાણે છે તે જીવી જાણે છે.
- કાર્ય તો સહુ કરે છે, પરંતુ કાર્યમાં જે કાવ્ય નિહાળે છે એને માટે પછી શ્રમ પણ વિશ્રામ બની જાય છે.
- જાતનો ઉદ્ધાર કર્યા વગર જગતનો ઉદ્ધાર કેમ કરી શકાય ?
- અન્યનો આનંદ લૂંટીને મેળવાએલા આનંદ સમો એકેય અપરાધ નથી.
- પ્રતિભાના પ્રાકટ્ય માટે અનિવાર્ય છે—કાં તો પરમાનંદની બંસી, કાં તો વિષમ વિષાદનું તીર !

◘ રાત કાળી છે, તો તારલાઓની બિછાત ક્યાં રૂપલાવણી નથી?

◘ સ્વાવલંબન સમું કોઈ સ્વાતંત્ર્ય નથી !

◘ સર્વના સુખમાં પોતાનું સુખ જોવું એના જેવું સંસારમાં એકેય સુખ નથી.

◘ જીવનનો મોહ છૂટે—મૃત્યુનો ભય તો દૂર થાય.

◘ માનવી માનવીને હણે એના જેવું એકે પાપ નથી.

◘ મનુષ્યમાં રહેલો 'હું' અસ્ત પામે એટલે સત્યનો ઉદય થાય.

◘ માગીનેય મેળવાય ને ત્યાગીનેય મેળવાય !

◘ પાપીને પસ્તાવો કરતો કરી દેવો, એ પણ એક પ્રકારનું પુણ્ય નથી ?

◘ સ્વેચ્છાએ સ્વીકારેલ નિયમ એ બંધન નથી, પણ સંયમ છે.

◘ ત્યાગનો પંથ જ માણસને પ્રેમની મંઝિલે પહોંચાડે છે.

◘ શ્વાસનો અંત એ જ મોત નથી, આશનો અંત પણ મોત જ છે.

◘ ગુમાવેલાના ગમમાં માણસ, ઘણી વાર, હોય એ પણ ગુમાવે છે.

◘ પ્રયત્નનો અંત એ પરાજયનો પ્રારંભ છે.

◘ નિશા પછી ઉષા આવે છે, ને અચૂક આવે છે !

◘ સિંહાસન આપે તો સાથે સાથે તારી પાદુકા પણ આપજે.

◘ હૈયામાં જેના રામ હોય—હનુમાન એ થઈ શકે !

◘ લોહીની સગાઈ પણ કંઈ જેવું-તેવું લોહચુંબક નથી.

◘ સાચી સહાનુભૂતિ સંકટનો ભાગાકાર કરે છે, આશ્વાસનનો અભાવ આપત્તિનો ગુણાકાર કરે છે.

- પ્રેમ માનવબન્ધુ પર, સેવા સંતની, પૂજા પ્રભુની !
- મહામૂલાં મોતી ક્યાં માગ્યાં હતાં—વાંછી તો હતી કેવળ સ્વાતિની વર્ષાધારા !
- મેં કેવળ પ્યારનો જ નહિ, પણ ધિક્કારનોય સદા પ્યારથી સત્કાર કર્યો છે.
- લાવણ્યના લલાટની લજ્જા એ સૌભાગ્યબિન્દી છે.
- પ્રજ્ઞા પવિત્રતાની સખી છે.
- ઘણા જીતીને હારે છે, તો ઘણા હારીને જીતે છે !
- જીત એ તો ગીત છે, પ્રીતની બંસરીનું !
- કેટકેટલાં અનર્થનું ઉદ્ભવસ્થાન 'અર્થ' હશે ?
- ફૂલનો રંગ ફટકી જાય ત્યાં સુધી હરકત નથી; પરન્તુ એ સુગંધ ગુમાવે છે ત્યારે સર્વસ્વ ગુમાવે છે !
- અધિકમાં અધિક આપે અને છતાં અલ્પમાં અલ્પ આપ્યું હોય એમ અનુભવે એ સાચો પ્રેમ !
- અહીં, આ વિચિત્ર માનવના વિશ્વમન્દિરમાં, પૂજા પામવા માટે પથ્થર બનવું પડે છે !
- એ જીવનવીર છે—જે જીતને જીરવી શકે, હારને હસી શકે.
- સરજનહારે જેટલી સુન્દરતા સૃષ્ટિને આપી છે, એટલી દૃષ્ટિ માનવને આપી હોત તો !
- વાણીનો આખો સાગર જે વ્યક્ત ન કરી શકે એ કેટલીક વાર કેવળ મૌનની એક લહર કરી દે છે !
- સુખને ઈશ્વરના આશીર્વાદ ગણતો માનવ, એણે જ મોકલેલા દુઃખને અભિશાપ શા માટે ગણતો હશે ?

- અંતર તમારું અમીર હોય તો પછી તમે અમીરનાયે અમીર છો !
- સાચું દાન તો એ જ કહેવાય કે જેથી ન તો દાતામાં અભિમાન પ્રગટે કે ન તો યાચકનું સ્વમાન ઘવાય.
- બોલો નહિ, અને બોલો તો એવું બોલો કે, કોઈને ય બોલવાપણું રહે નહિ !
- બળી શકે—પ્રકાશ એ પાથરી શકે.
- પૂલ બનો— દીવાલ નહિ !
- પીએ તેમ પ્યાસ વધે એવું જલ કયું ?—તો કહે પ્રેમ !
- સૂર્ય-ચંદ્રના પ્રશસ્તિ-પ્રબંધો તો સહુ રચે, કિન્તુ મારે તો કોડિયાની કવિતા ગાવી !
- લપસવું સહેલું છે, પડવું વળી એથીય સહેલું છે, કઠિન તો છે ચઢવું—ચઢતા જ જવું !
- 'આજ'ને જે આવકારે—આવતી કાલ એને આવકારે !
- બુઝાવી ન શકે એને બાળવાનો હક્ક નથી !
- વેરને માર્ગે વિજય વરવા કરતાં, મને તો પ્રેમને પન્થે પરાજય પામવો ગમે !
- જીવતરનાં ઝેર જીરવી, જગે અમી રેલાવનાર બધા જ કવિ છે.
- રાગના ત્યાગમાં ત્યાગનો રાગ નથી ?
- આશા સેવે—નિરાશા એને સહેવી પડે !
- જિન્દગીનો જામ જેણે પી જાણ્યો છે, એને માટે મોત પણ મીઠું બની રહે છે.

- જગતની ડાળે ત્રણ ફૂલ એવાં ખીલે છે, જેમનો રંગ ઘેલછાનો હોય છે—પ્રેમી, કવિ ને પાગલ !
- માનવ પોતે જ પોતાનો શિલ્પી છે.
- જે બધું આપી જાણે છે, એને બધું આવી મળે છે.
- પ્રેમ જ પ્રેમનો પુરસ્કાર છે.
- એ ગરીબમાં ગરીબ છે, જેનું દિલ ગરીબ છે.
- મંગલને મંગલ માર્ગે મેળવવામાં જ માંગલ્ય છે.
- કાંટે કાંટો ભલે નીકળતો હોય, હીરો હીરાને ભલે કાપતો હોય —પણ વેર તો પ્રેમ વડે જ શમે છે, વેર વડે નહિ ને નહિ જ!
- મળેલા કરતાં મેળવેલાને માણવામાં વધુ મીઠાશ છે.
- જીતી ઇંદ્રિયો જેણે, જીત્યું ઇંદ્રાસન એણે !
- કામથી નહિ, કામના અભાવથી કંટાળો !
- કાંટામાં ફૂલ ખીલવનાર કુદરત, કોણ કહેશે કે, કરુણામયી નથી ?
- આપણે સૌ એક જ તારના ઝંકાર છીએ.
- અમાસ એ તારલાઓની પૂર્ણિમા છે !
- વન વીંધે, કેડી લાધે એને !
- ગુણગ્રાહક ચંદ્રની ચાંદની જોશે, દોષદેખુ મયંકનું કલંક !
- કોઈએ પૂછ્યું : 'એ' ક્યાં વસે છે ?
  મેં પ્રતિપ્રશ્ન કર્યો : ક્યાં નથી વસતો 'એ' ?
- અંધારી રાત આપનારે સાથોસાથ ચાંદ–તારા પણ ક્યાં નથી આપ્યા ?

- તમારા આશ્રમનાં દ્વાર બન્ને માટે ખુલ્લાં રાખો, ઉભયને સમાન ઉમળકાથી આવકારો—દુષ્યન્તને તેમ દુર્વાસાને; અને પછી તમારે શકુન્તલા પેઠે શાપ પામવાનો નહિ રહે!
- અહીં શૂર્પણખાયે છે ને શબરી યે છે—પણ તમારો આતમરામ જાગૃત હોય તો પછી હરકત નથી!
- ઇન્દ્રધનુષની રંગલીલા પામતાં પહેલાં આકાશે કજ્જલશ્યામ બનવું પડે છે—મેઘે વીજની કરવત વડે વહેરાઈ ને વરસવું પડે છે!
- અનુરાગ આગને ય બાગ બનાવી મૂકે!
- પુરુષાર્થ તો છે કલ્પવૃક્ષ!
- કાર્ય, પછી એ ગમે તે પ્રકારનું હોય, પણ એ દીપી નીકળે તો અવશ્ય માનવું કે કાં તો એ પ્રેમના રંગે રંગાએલું છે, કાં તો વેદનાના!
- સાચો પ્રેમ સદા દાતા જ રહે છે, યાચક કદી બનતો નથી.
- જીવનપાત્રને રસથી છલોછલ ભરી દેતી એક ક્ષણ માટે હું તો શુષ્ક જીવનનાં હજારો વર્ષ જતાં કરું!
- જે તરી શકે તે જ તારી શકે.
- મીઠાશ ભોજનમાં નથી, ભૂખમાં છે!
- કર્મ ન પ્રગટાવતું જ્ઞાન ભારરૂપ છે!
- અસંતોષી સમાન કોઈ અકિંચન નથી, સંતોષી સમાન કોઈ સમૃદ્ધિવાન નથી.
- આચારને બદલે વિચાર જ્યારે પ્રચારમાં પરિણમે છે ત્યારે એ અવિચાર બની રહે છે!

- પ્રેમની ગંગાને ઝીલવા માટે જોઈએ ત્યાગની શિવજટા!
- આનંદ માનવીની અંદર વસે છે, બહાર નહિ!
- પ્રેમની પરીક્ષા કરવામાં પંડની પણ પરીક્ષા થતી હોય છે!
- મસ્તકે ધારો કે પગે કચડો, કિન્તુ ફૂલ જેનું નામ, તે તો સદા સૌરભ જ આપશે!
- છંદમાં જડતા છે, જતું કરવામાં મહત્તા!
- હું સ્વર્ગને ઝંખું છું—કારણ કે ત્યાં પડેલાં મારાં વણજોયાં સ્વપ્નો, વણલખ્યાં કાવ્યો, વણચીતર્યાં ચિત્રો, વણગાયાં ગીતો, મને ઝંખે છે
- મહાસાગરની મર્યાદા જ તો છે એનું મોટામાં મોટું અને મોંઘામાં મોંઘું મોતી!
- સુખ અને દુઃખ પહેલું માનવીના સંયમને માપે, બીજું એની સહનશીલતાને!
- સ્વર્ગમાં જો—
  માની મમતા ન હોય ને માનવતા ન હોય, વિરહનાં આંસુ ન હોય ને આયુની વેદનાની માધુરી ન હોય સ્મરણોની મહેકતી પુષ્પદાની ન હોય ને જીવનવૈવિધ્યની ભાતીગળ તેજછાયા ન હોય અને ન હોય નવજીવનનાં મંગલપ્રભાત સમું મીઠું મોત તો એવું સ્વર્ગ પણ મને તો ન ખપે!
- કેટલાક બંધનની મનને લગન લાગે છે અને એમાં પ્રેમનું બંધન મુખ્ય છે!
- કેવળ વાણી તો શબ્દોનો વિલાસ જ છે, એનો વિકાસ તો છે વર્તન!

- જીવનનું ગીત જે પામે—જીવન એ જીવી જાણે !
- સત્યનું દાન ન હોય—આપવાનો એ પદાર્થ નથી, એ તો શોધનો વિષય છે. એ મળે નહિ, એ મોતીને તો મેળવવું જ પડે, મરજીવા બનીને !
- તમારી જિન્દગી ખુલ્લી કિતાબ સમી હોવી જોઈએ; દિલ દર્પણ સમાન !
- આત્માને છેતરવા જેવો અન્ય એકે અપરાધ નથી.
- કુરબાનીનું કોડિયું છે, સાધનાનું દીવેલ છે, ઝંખનાની વાટ છે, શ્રદ્ધાનો દીપ જલે છે, કસોટીની *કજ્જલશ્યામ* રાત છે, હું છું, ને સિદ્ધિના સુવર્ણ પ્રભાતની પ્રતીક્ષા.
- મુક્તિ માત્ર સતત જાગૃતિ માગે છે.
- સત્યપંથના પ્રવાસીઓએ સાથીઓનો મોહ છોડવો જ રહ્યો.
- પહેલો સંકલ્પ, પછી સાધના અને પરિણામે સિદ્ધિ એ જ સનાતન સિદ્ધાંતની રીત છે–વિકાસક્રમ છે.
- સાધનાનો સાગર પાર કરે—એના સ્વપ્નમિનારાને સિદ્ધિનો કિનારો સાંપડે.
- અનિષ્ટમાંથી પણ કંઈક ઇષ્ટ જન્મે જ છે—કુરુક્ષેત્રમાંથી ગીતા સર્જાઈ, તેમ.
- વેરાનને પણ, ચાહો તો, તમે નંદન-વનમાં પલટાવી શકો.
- મારાં ગીતોની મધુરપ, લોકો માને છે કે, મારી હૈયા-બંસરીમાંથી આવે છે; પણ માત્ર હું ને તું જ જાણીએ છીએ કે ગીતો મારાં, એમની મધુરપ તો તારા ઓષ્ઠની મધુશાલામાંથી ચોરી લાવે છે !
- દોષને ભલે હણો, પણ દોષિતને તો હેત જ કરો.

* 'હું' અને 'મારું' આ રાચવાની વૃત્તિ એ વિષકન્યા છે—જે દેખાય છે મોહક, ને હોય છે દાહક!

* સૌથી શ્રેષ્ઠ ધર્મ કયો?—તો કહે સર્વધર્મસમભાવ!

* કાયરના જીવન કરતા, મને તો વીરનું મૃત્યુ ગમે

* જ્યોત અને જ્વાળા પ્રકાશના જ બે સ્વરૂપો—છતા એક ઉજાળે, બીજું બાળે

* ખરાબ હોવું એ નહિ, માણસને ખૂચે છે તો આ ખરાબ દેખાવું!

* આનંદની શોધમે આદરી અને શોધતા શોધતા હું વેદનાના સાગરના તળિયે જઈ પહોચ્યો અને ઉભરાતા આશ્ચર્ય વચ્ચે મે ત્યા આનંદના મોતીને ચકચક થતા જોયા!

* પ્રેમયજ્ઞની એક અનોખી ખૂબી છે—જે હોમે છે એ હાસલ કરે છે, જે મેળવવા મથે છે એ ગુમાવે છે

* પ્રેમ અને પ્રકાશનો હું સદા પિયાસી અને પૂજારી રહ્યો છુ, અને પ્રભુ મારા! એ પ્રેમ પણ તુ છો અને એ પ્રકાશ પણ તુ છો!

* વૃત્તિના સર્વ પ્રવૃત્તિ-વર્તુળોનુ કેન્દ્ર જ્યારે 'સ્વ' મટી 'સર્વ' બને છે, ત્યારે વ્યક્તિ વ્યક્તિ મટી વિભૂતિ બને છે

* સફળતાની ચાવી ચીધીને, તુ મારા પુરુષાર્થને તાળુ કા લગાવે?

* કિનારાના અડીખમ ખડકોની અડગ નિશ્ચલતા મે જોઈ અને સતત કર્તવ્યરત મોજાઓની શ્રદ્ધાભરી ચેતનવતી અચળ ધીરજ પણ મે જોઈ, અને મને લાગ્યુ કે પ્રગતિના પ્રયત્નને છેડો નથી—ન હોવો જોઈએ

- સુખ મેં ક્યાં માગ્યું છે? હું તો કહું છું કે દુઃખ આપ— એવું દુઃખ કે જે ટાંકણું બનીને મારા જીવન-શિલ્પને ઘડે!
- પુણ્યનો ગર્વ એ પાપ છે, જ્ઞાનનું ગુમાન એ અજ્ઞાન છે.
- હું પથ્થર બનવાનું પણ પસંદ કરું—તું એનો શિલ્પી બને તો!
- પ્રેમનો પ્રદીપ ત્યાગના તેલ વડે જ પ્રકાશે છે.
- પોતાના અજ્ઞાનનું જેને જ્ઞાન છે એ જ્ઞાની છે—અને એ અજ્ઞાની છે, જેને પોતાના જ્ઞાનનું ગુમાન છે.
- કસોટીને કમનસીબી ન ગણતા; કારણ કે, એ ખુશનસીબી તો પામે છે કેવળ સુભાગી કનક, કમભાગી કથીર નહિ.
- તીરે ઊભી તમાસો જોનારાને માંહી પડેલાની મશ્કરી કરવાનો હક્ક નથી.
- સો સિદ્ધાંતો કરતાં એક સક્રિયતા સારી.
- પરને પ્રકાશ આપવા માટે દીપકે પોતે બળવું પડે છે.
- બંધનમાત્રનું મૂળ મોહમાં નથી?
- સાધના વગરની સિદ્ધિ....કાયરોનું એ સ્વર્ગ મને ન ખપે, ભાઈ!
- સુખના મોહમાં જ દુઃખનું મૂળ છે.
- દુઃખ તમને રડાવી શકે ત્યારે એ હોય એના કરતાં બમણું બની જાય છે; પણ જ્યારે તમે દુઃખને હસી શકો ત્યારે એ હોય એના કરતાં અડધું થઈ જાય છે.
- પ્રેમને પામવા માટે પ્રેમ કરવો પડે.
- સાધનાનું સ્વામીત્વ વાંછ્યું હતું, સિદ્ધિની ગુલામી નહિ!

- અધૂરપને ગઢી લેવી અને એ પાછી મધુરપે,—એ તો કેવળ પ્યાર જ કરી શકે.
- રસિકતાનું મોતી સંયમની છીપમાં પાકે છે.
- 'ભદ્ર લોકો' જ્યાં જતા 'ગુગાય' છે, ત્યાંથી જ ઘણી વાર સુગંધિત જીવનમતો સાંપડે છે—કાદવમાંથી કમળ સાંપડે તેમ !
- પ્રાપ્તિ કરતાં પ્રતીક્ષામાં અનેરો આનંદ હોય છે.
- અતિરેક માત્ર અધઃપતનને પાત્ર !
- ગરીબો અન્નના અભાવે મરે છે· અમીરો અન્નના અતિરેકથી!
- આપત્તિને આનંદથી વધાવી લો અને એનું આસાનીમાં રૂપાન્તર થઈ જશે !
- મુત્સદ્દી વિચાર્યો પછી વર્તે છે, મૂર્ખ વર્ત્યા પછી વિચારે છે !
- તમારો દેહ દેવાલય છે : આત્મા દેવતા : નિત્યકર્મ છે તમારો ધર્મ !
- અન્તર્યામી અન્તરમાં જ વસે છે.
- ક્ષમા વીર આપી શકે, કાયર નહિ !
- કહેવાય છે કે સત્ય સર્વદા કડવું હોય છે, પણ એય એટલું જ સત્ય છે કે એના ફળ સર્વદા મીઠાં જ હોય છે.
- ભૂમિના ગર્વ કરતા પાપનો પશ્ચાત્તાપ મહાન છે.
- તમારે દ્વારે આવેલને કદી પણ ખાલી હાથે પાછો ન કાઢો, કે જેથી કોઈક દિવસ તમારે કોઈના દ્વારેથી ખાલી હાથે પાછું ફરવું ન પડે.
- સિદ્ધિની દેવી કેવળ આરતીથી ન રીઝે, એને તો આહુતિય જોઈએ !

꠸ સિંહાસન આપે, તો સાથે સાથે તારી પાદુકા પણ આપજે!

꠸ જીવન જેટલું સુન્દર—મૃત્યુ એનું ભયંકર કેમ હોઈ શકે?

꠸ જીવનને અને જગતને જ્યારથી હું જોતા શીખ્યો ત્યારથી—હા, ત્યારથી—'આનંદ' અને 'અશ્રુ' નામના બે પંખીઓએ મારી આંખોમા માળા બાંધ્યા છે!

꠸ તરવામા મજા હશે, પણ મહત્તા તો તારવામા જ છે!

꠸ દૂર દૂરથી પવનપાંખે વહી આવતા વાંસળીના સૂર સાંભળવામાં જે મીઠાશ સમાયેલી છે—એવી જ મીઠાશ ચાંદનીમા નાહવામા રહેલી છે.

꠸ પ્રેમ કરનારને તો સૌ પ્રેમ કરે, પણ મહત્તા તો ધિક્કારનારને ય પ્યાર કરવામા છે

꠸ વિશ્વાસઘાતીને પણ વિશ્વાસપાત્ર તો વિશ્વાસ વડે જ બનાવી શકાશે—અવિશ્વાસ વડે નહિ, વિશ્વાસઘાતથી પણ નહિ!

꠸ ફૂલની સુગંધ મળી રહેતી હોય તો પછી બાગના માલિક ન હોઈએ તો ય શું?

꠸ કૃતાર્થ ત્યારે જ બનીએ, જ્યારે કાળની કસોટીમા કંચન નીવડે એવું કંઈક કરી જઈએ!

꠸ બધુ ભાંગીને ભુક્કો થઈ જશે, પણ એક આશા અખંડિત રહેજો—શ્રદ્ધા ન ખૂટજો!

꠸ ગર્વને જ્યા સ્થાન નથી—એ સ્થાન ગૌરવનું છે!

꠸ 'દેખાવું,' 'બનવું,' અને 'હોવું'—એ ત્રણે વચ્ચે 'ડૂબવું,' 'તરવું,' અને 'તારવું' જેટલો તફાવત છે!

꠸ માનવીનું હૈયુ ક્યારેક ક્રીડાંગણ બની રહે છે, તો ક્યારેક કુરુક્ષેત્ર!

- દીવે દીવો પ્રગટે તેમ, પ્રેમ પ્રેમને પ્રગટાવે છે
- માનવ મન દુઃખનો ગુણાકાર કરે છે, સુખનો ભાગાકાર!
- પોતાની ભૂલ માણસને મૂંગો બનાવે છે, પારકાની વાચાળ!
- એક ડગલામાં—પહેલા પગલામાં અનેક આગામી પગલાંઓનું બીજ પડેલું હોય છે!
- હું તો સદા પિયાસી રહ્યો છું ફોરમનો, ફૂલનો નહિ!
- પ્રેમ કરવો એ કલા છે, નિભાવવો એ સાધના!
- આજનું નાનકડું બીજ એ આવતી કાલનું વિશાળ વૃક્ષ છે!
- પ્રેમપંખીનો માળો કયો? તો કહે હૃદય!
- ઘણાને માટે જીવન એ 'રાત ઝાઝી ને વેશ થોડા' જેવું બની રહે છે, તો કેટલાકને માટે 'રાત થોડી અને વેશ ઝાઝા' જેવું!
- અમરતા એને વરે છે, જે ફનાગીરીને વરે છે!
- હું કોડિયું બનું—તું જ્યોત બને તો!
- અસત્ય બોલવું એ જ નહિ, સત્ય ન બોલવું એ પણ એક પાપ છે!
- અહિંસા વીરની, સહનશીલતા સમર્થની!
- પવિત્ર મન પોતે જ તારક તીર્થસ્થાન છે
- પોતાની એબ જાણનાર પ્રત્યે માણસને સદા અણગમો રહેવાનો!
- સત્ય એ સૂર્ય છે, જેની આસપાસ સઘળા સદ્ગુણોરૂપી ગ્રહો ફરે છે!
- જેને પ્રકાશવું જ છે, એને ગગન મળી જ રહેવાનું!

- જ્યારે અહીં કશું અસત્ય નહિ હોય; ત્યારે કશું ય અમંગલ નહિ હોય, અસુન્દર નહિ હોય !
- પથદીપ ન બની શકે તો કંઈ નહિ, તું તારો પોતાનો પ્રદીપ બને તોય ઘણું.
- મારાં દુઃખોને તો મેં નિત્ય હસીને ટાળ્યાં છે, પરંતુ પારકાનાં દુઃખોએ તો નિરંતર મારી પાસેથી અચૂક અશ્રુની ખંડણી મેળવી છે.
- સદ્‌ગુણ સમાન એકેય આભૂષણ નથી.
- સામર્થ્યનું બાણ સંયમના ભાથામાં જ શોભે !
- દષ્ટિ કુરૂપ હશે તો ક્યાંયે સુરૂપ નહિ દેખાય !
- એકાગ્રતા એકલવ્યની, પ્રતિજ્ઞા ભીષ્મની, સાધના ભગીરથની !
- સુખ મેળવવું અને માણવું એ પણ એક કલા છે. એ કલાનો કસબી ગમે તેવી પરિસ્થિતિમાં પણ સુખ મેળવી શકે છે—માણી શકે છે !
- અંધકાર છે તો ચાંદ–તારા ઉજમાળા લાગે છે—દુઃખ છે તો સુખનું મૂલ્ય અંકાય છે.
- પ્રીતિ ક્ષતિને પી જાય છે.
- કરુણા ક્ષમાની જન્મદાત્રી છે.
- કલ્પના માનવીનું ત્રિલોચન છે.
- સેનાની બનતા પહેલાં સૈનિક બનવું પડે.
- એકેએક આશા અપૂરી રહે એ જો જીવનની મોટામાં મોટી કરુણતા હોય, તો એક પણ આશા અપૂરી ન રહે એય શું નાની કરુણતા છે ?

- અકસ્માત સંજોગોના ભોગ બની ગુનો કરી બેસનારાઓને કેટલીક વાર કેદખાનાંઓ કાયમી ગુનેગાર નથી બનાવતાં ? કેટકેટલા ગુનાઓ ગરીબીમાંથી ઉદ્ભવતા હશે ?
- અગ્નિનું સાન્નિધ્ય ઘીને ઓગળાવ્યા વગર રહે, તો સંગનો રંગ લાગ્યા વગર રહે.
- અગ્નિ બાળે પણ ખરો, અને હૂંફ પણ આપે. બળવું કે હૂંફ મેળવવી એ આપણા જ ઉપર અવલંબે છે, અગ્નિ ઉપર નહિ.
- અજ્ઞાનને જ્ઞાન ગણવા જેવું એકે અજ્ઞાન નથી.
- અડગતા અને જીદ વચ્ચે આભ–જમીનનું અંતર છે.
- અતિરેક આવે એટલે ઔચિત્ય અચૂક વિદાય લે.
- અતિલક્ષ્મી પણ અભિશાપરૂપ નથી ?
- અનુભવ એટલે ઠોકર ખાધા પછી થતું ખાડાનું ભાન !
- અનુરાગ, આગને ય બાગ બનાવી મૂકે !
- અનુવાદ એ ચંદ્ર છે, જે પારકા તેજે પ્રકાશે છે !
- અન્યના દોષ જ જોનાર અંતે કીટભ્રમરન્યાયે જાતે જ દોષનો કોષ બની જાય તો તેમાં આશ્ચર્ય શું ?
- અપકાર પર ઉપકાર કરવાથી દુશ્મનને પણ દોસ્ત બનાવી શકાય.
- અપચાથી જ નહિ, પડોશીનું સુખ જોઈને પણ ઘણાનાં પેટમાં દુઃખે છે !
- અભિમાન સમાન એકે અધર્મ નથી.
- અભિમાનીને ઉપેક્ષા વિષ સમાન લાગે છે, પ્રશંસા અમૃત સમાન.

▣ અમીરને તેડવા માટે મોત કંઈ સોનાની પાલખી સાથે નથી આવતું !

▣ અમીરમાં અમીર કોણ ? તો કહે સંતોષીમાં સંતોષી.

▣ અસત્ય, અંધકાર અને અજ્ઞાનમાંથી—મોહ, માયા ને મત્સરમાંથી મુક્તિ અપાવી મનુષ્યના જીવનચોકમાં જ્ઞાન, સત્ય ને સંસ્કારની રંગોળી પૂરે—માનવનો સર્વતોમુખી ને સર્વાંગી વિકાસ સાધી એને વિશ્વપ્રેમ, વિશ્વકલ્યાણ ને વિશ્વશાંતિને સિદ્ધ કરવા કટિબદ્ધ કરે તે જ વિદ્યા, તે જ કેળવણી.

▣ અસત્યનાં વાદળ-દળ લાખ મથે, છતાં સત્યનો સૂર્ય તો પ્રકાશ્યે જ રહે છે.

▣ અસત્યને ટેકો જોઈએ; કારણ કે, એ સૂરદાસ છે—ત્યારે સત્ય તો સંજય છે !

▣ અસત્યને માર્ગે ચાલી આસાયેશના અત્તરને માણવા કરતાં, મને તો, કંટકોના ડંખ સહીને પણ, સત્યને પંથે જ પ્રસ્થાન કરવાનું ગમે.

▣ અસત્યવાદી માત્ર સત્યનારાયણના અપરાધી છે.

▣ અસંતોષી માટે પ્રત્યેક પ્રાપ્તિ અધિક અતૃપ્તિની જ જન્મદાત્રી બની રહેવાની !

▣ અસુન્દરનો બુરખો ઓઢીને ય ઘણી વાર સુન્દરતા આવે છે.

▣ અશ્રુ, વિષાદ-વાદળનું બળ હરી લે છે.

▣ અહમ્ અને દ્વેષ : બન્ને એના ધારનારને જ પ્રથમ મારે છે.

▣ અહંકારના એવરેસ્ટને જ્યાંસુધી માનવ સર નહિ કરે, ત્યાંસુધી એને શાશ્વત શાન્તિ નહિ લાધે !

▣ અહંકારનો અગ્નિતાપ કીર્તિકુસુમને કરમાવ્યા વગર કેમ રહે ?

- અંધકાર મ ાન માટે પડઘારૂપ છે, તેમ શુદ્ધમાત્ર—યુદ્ધની તૈયારીઓ પાણ—શાન્તિ માટે, શાન્તિવાહુ માનવના માટે આશ્ચાન સમાન છે !

- અ ધકારને હઠાવવા માટે સૂર્યને કઈ એની સાથે સ ગ્રામ ખેલવો પડતો ન થી, પ્રત્યેનુ પણ એવુ જ છે

- અ ધકારમા યે તારાઓ તો ઝગૂકતા જ રહે છે, છતા માનવી જેવો માનવી દુ ખમા શાને હિ મત હારી જતો હશે ?

- અ ધાપો કેવળ આખોનો જ નથી હોતો, મોહ, માયા, ઈર્ષા, ક્રોધ, અહ કાર ને વેર પણ માનવીને આધળાભીત બનાવી મૂકે છે

- આકરામા આકરા કાર્યનેય આસાન બનાવવાની ચાવી એક જ ચીવટ

- આ કારુણ્યનુ કારુણ્ય તો જુઓ ! આજે પેસા કરતા માનવી સસ્તો બન્યો છે

- આજના યુગધર્મનો શ ખનાદ સર્વમ ગ ના શાન્તિના પુનિત ગ ગાવતરણ કાજે સહુ મહિયારી ભગીરથ–સાધના આર ભો !

- આજની અશાન્તિ, સોચ'નો ઉપયોગ ઘટવાને અને 'કાતર'નો ઉપયોગ વધવાને આભારી છે

- આત્મસમર્પણ વગર દીપ પત ગને પામી શકતો નથી, તેમ ઈશ્વરચરણે સવસ્વનુ સમર્પણ કર્યા વગર ભક્તને પ્રભુપ્રાપ્તિ થતી નથી

- આત્મશ્રદ્ધા એ આત્મનબાહુ પુરુષાર્થની ટચલી આગળી છે જે ગમે તેવા સ કટના ગોવર્ધન પર્વતને ય તોળી શકે છે–ઊ ચે ઉડાવી શકે છે।

- આત્માની તીર્થયાત્રાની સમાપ્તિ છે પ્રભુપ્રાપ્તિ.
- આત્માને છેહ દેવા કરતાં, દેહને જ ચેહ દેજો !
- આદર્શ દામ્પત્ય જીવનનું નિર્માણ પતિપત્નીના પરસ્પરના જીવન વિષેનાં મૂલ્યોના સંવાદિતાસભર મંગલ મિલનયોગ પર જ થાય છે—સપ્રમાણ છાયા-પ્રકાશની સુભગ મિલાવટ-થી જેમ સર્વોત્તમ ચિત્રનું સર્જન થાય છે, તેમ.
- આદર્શસિદ્ધિ આત્મવિલોપન માગે છે.
- આપણી ઉન્નતિમાં કોઈની અવનતિ સમાયેલી ન હોવી જોઈએ.
- આપણે ક્યારે સમજીશું કે આપણે જ આપણા તારક અને આપણે જ આપણા વિઘાતક છીએ ?
- આપણે ક્યારે સમજીશું કે સુખ અસંતોષના અગ્નિતાપમાં નહીં, પણ સંતોષની શીતલ ચાંદનીમાં છે?
- આપણે કોઈના જખ્મો પર મલમ ન લગાવી શકીએ તો કંઈ નહિ, પણ મીઠું તો ન જ ભભરાવીએ.
- આપનારના અંતરાકાશે અભિમાનનાં અંધારાં ઉતારે એ નહિ, ત્યાગનો તારક દીપ પ્રગટાવે એ જ સાચું દાન!
- આબાદી અલગતામાં નથી, એકતામાં છે.
- આ વિશ્વબાગમાં કંટકોનું જ આયુષ્ય અધિક હોય છે, કુસુમોનું નહિ.
- આશાલતા કદી કરમાતી નથી—પાનખરમાં પણ !
- આશાવાદી પુરુષાર્થનો શ્રદ્ધામંત્ર : 'શલ્યા અહલ્યામાં પલટાય છે, પલટાયે જ રહે છે!'
- ઔચિત્યભાન-સારાસારનો સૂક્ષ્મ વિવેક એ કલાનો આત્મા છે.

- આશાવાદી—'બીજ પૂનમ બનશે!'
  નિરાશાવાદી—'પૂનમ અમાસમાં પલટાયા વિના નહિ રહે!'
- આસક્તિ અપર મા છે, માનવીની ખરી મા તો મુક્તિ જ છે.
- આસક્તિ આગ છે, ભોગવિલાસ ઇંધણ!
- આસક્તિની મુક્તિ દ્વારા જ થશે સાચી તૃપ્તિની સંપ્રાપ્તિ!
- આસક્તિ ને અદેખાઈ એ કૈકેયી ને મંથરા છે.
- આળસ અમાસ છે, પુરુષાર્થ પૂનમ!
- આંખ માનવના અંતરની આરસી છે, તો જીભ આરોગ્યની.
- ઇચ્છિત વસ્તુ ન મળે એના કરતાં એ હાથતાલી દઈને ચાલી જાય, એ અધિક દુ:ખદાયક છે—અમૃતનો કટોરો હોઠે અડે ન અડે, ને ઢોળાઈ જાય, તેમ
- ઈશ્વરે એની કામના પૂરી ન કરી એટલે આવેશમાં ભાન ભૂલી એ બોલી ઊઠ્યો, 'તું કેટલો નિષ્ઠુર છે! મૂર્ખ લોકોએ નાહક તને 'દયાળુ' અને 'દાતા' કહીકહીને છાપરે ચઢાવ્યો છે! હકીકતે તો તારા જેવો કૃપણ અને ક્રૂર બીજો કોઈ નથી—નહિતર મારી આટલી નાનીશી માગણી ન સંતોષે!'
  ત્યારે બીજાએ, જેની ઇચ્છા પણ ફળી ન હતી, હાથમાં ન આવેલ દ્રાક્ષને ખાટી ન કહેતાં, શાંત-સ્વસ્થ વિનમ્રતાથી કહ્યું, 'દેવતા! તારી કૃપામાં તો કમી નથી જ નથી. તું તો ખરે જ દયાળુ અને દાતા છે. હું જ અપાત્ર છું—અનધિકારી યાચક છું, દાતા મારા! અને મારી આ અનધિકૃત કામનાને અપૂર્ણ રાખી, પાત્રતા કેળવવા માટે એ દિશાસૂચન દ્વારા મને જે પ્રેરણાનું દાન કર્યું છે, એ શું તારી નાનીસૂની કૃપા છે, કરુણાલય!'

▣ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરતાં ય અધિક આનંદ તો એની પ્રાપ્તિ માટે કરવા પડતા પ્રયાસોમાં છે !

▣ ઈર્ષા એ પ્રશંસાનું 'કાર્ટૂન' છે !

▣ 'ઈશ્વર એ તો માનવીની એક કલ્પનામાત્ર છે.' નાસ્તિકે કહ્યું. 'કલ્પના હોય તોયે એ કલ્પના કેવી કલ્યાણકારી છે!' મેં જવાબ આપ્યો.

▣ ઉદ્ધારના બે માર્ગો: એક તો પાપના નિવારણ માટે પશ્ચાત્તાપ કરવો—પુણ્ય કરવું, અને બીજો, પાપ જ ન કરવું ! ત્યારે અપનાવવા યોગ્ય માર્ગ કયો ?

▣ ઉપદેશ નહિ—અનુભવ માનવને ઘડે.

▣ ઉષા ઊગે છે ને આગાહી કરે છે 'સંધ્યા આવવાની છે, હોં !' સંધ્યા જાય છે, ને કહેતી જાય છે 'ઉષા ઊગવાની છે, હોં !'

▣ એ આવે છે ! જીવનપલટાની એ પળ આવે છે, એક વાર તો અચૂક આવે છે અને એકેએક માનવીના જીવનમાં આવે છે.

▣ એક કામથી કંટાળો ત્યારે અન્ય પ્રકારનું કામ કરવા લાગો, ને કંટાળો તમારો ચાલ્યો જશે !

▣ એક ડગલું—પહેલું પગલું, અનેક આગામી ડગલાંનું—પછીનાં અગણિત પગલાંનું પ્રેરક બળ ને ઉદ્ભવસ્થાન છે.

▣ એકતારૂપી કાયાની આબાદી એ છાયા છે.

▣ એક ભૂલ કેટલીક વાર અનેક ભૂલની જનની બની રહે છે.

▣ એક હાથે જેમ તાલી નથી પડતી, તેમ પતિ–પત્નીના ઉભયના સંવાદી સક્રિય સહકાર વગર લગ્નજીવન પણ સુખી અને સફળ નીવડતું નથી.

- એક વસ્તુ એવી છે, જે અન્યને આપતાં આપણે જરા પણ અચકાતા નથી—શિખામણ !

- એરણની સહનશીલતા સાથે સંકટોનો ઘણની પેઠે સામનો કરો, ને સિદ્ધિ તમને 'સ્વાગતમ્' કરશે !

- એ સાચો સ્વાતંત્ર્યપ્રેમી છે, જે કોઈનાય સ્વાતંત્ર્યનો શિકાર કરતો નથી અને કોઈને પોતાના સ્વાતંત્ર્યનો શિકાર કરવા દેતો નથી.

- કજ્જલશ્યામ રાત હતી.

  ભારે નિરાશાએ મને એ રાતે ઘેર્યો હતો. તને કરાર નહોતો, મન બેચેન હતું; આંખોમાં ઊંઘ નહોતી. રાત આખી હું નિરાશાનાં અંધારામાં અટવાયેલો રહ્યો, અને રહીરહીને મેં તારલાઓને પૃચ્છા કર્યું : 'નિરાશા મારી, કદી દૂર થશે અરી !' પણ નટખટ તારલાઓ તો ન બોલે કે ન ચાલે ! માત્ર મરક મરક હસ્યા જ કરે.

  મૂંઝવણ મારી વધતી ગઈ અને એમ રાત પણ.

  આખરે અરુણોદય પહેલાં અંધકાર પ્રગાઢ બને જ ને ?
  વીતી રાત ને ઊગ્યું પ્રભાત ! પ્રભાતના પહેલા કિરણે હાસ્યના કેસૂડાં વેરતાં મને પૃછ્યું : 'આપું તમારા પ્રશ્નનો ઉત્તર ?'
  મેં કહ્યું : 'નહિ તો ! ઉત્તર મળી ગયો મને !

  —એ વખતે તન મારું હળવુંફૂલ થઈ ગયું હતું. મન ચેનની બંસરી બજાવતું હતું. આંખોમાં અનોખું તેજ ઝબક ઝબક થતું હતું. મોં પર કો' નૂતન આશા ને પ્રેરણા જાણે હાથમાં હાથ ગૂંથી રાસે રમતાં હતાં, અને સ્વરમાં મારા, શ્રદ્ધાનાં લાખલાખ કિરણો ચકચક થતાં હતાં !

- કર્તૃત્વનો ગર્વ કરવો હોય, એણે પરિણામની કટુતા મહેવા તૈયાર રહેવું પડે

- કલ્પના કેવળ મસ્તી આપે છે—પણ ક્ષણજીવી, ત્યારે સાધના પ્રથમ મહેનત માગે છે ને પછી મજા આપે છે—પણ શાશ્વતજીવી

- કલ્પના કો' જાદુઈ સીડી જેવી છે હવાઈ તરંગો એના પગથિયા છે, અને એનું ચઢાણ જેટલું સુગમ છે તેટલું જ વેગપૂરક છે માનવી એના પહેલા પગથિયે પગ મૂકે છે ને તત્ક્ષણ છેક છેલ્લે પગથિયે જઈ પહોંચે છે—તળેટીમા ઊભેલો માનવી એકાએક ટોચે જઈ પહોંચે, તેમ

- કલ્પના નહિ, કામનાય નહિ, પણ સાધના જ એક એવું લોહચુંબક છે, જે ગમે તેવી લોખંડી સિદ્ધિને ય આકર્ષ્યા વગર રહે જ નહિ ને!

- કલ્પવૃક્ષ એ પુરુષાર્થનું સ્વર્ગીય નામ છે!

- કલા, પછી એ ગમે તે પ્રકારની હોય, પણ એનો આદર્શ તો આ જ હોઈ શકે—સત્યમ્, શિવમ્, સુન્દરમ્!

- કલાના કળશે ન ઢોળાવાનું નક્કી કર્યું છે, ને મે એને ઢોળાવ્યે જ રહેવાનું નક્કી કર્યું છે—જોઈએ, કોણ જીતે છે! પણ એટલું તો નક્કી જ છે કે વિજયને વરીશ તો એ વિરલ હશે અને પરાજય પામીશ તો પણ એ પામર નહિ હોય!

- કવિતા લખે એ કવિ, તો કવિતા જીવે એ શું?

- કસોટી, પછી એ ગમે તે પ્રકારની હોય, પણ કામયાબી તો એને પાર કરનારને મળે છે, એનાથી દૂર ભાગનારને નહિ

▣ કહેવું અને કરવું, એ બન્ને ક્રિયાઓ વચ્ચે આભ અને ધરતી જેટલું અંતર રહેલું છે; અને એ અંતર, એ અસમાનતા, એ વિરોધાભાસ જ અનેક અનિષ્ટોનું ઉદ્ભવસ્થાન નથી?

▣ કંટક ડંખવાનું ન છોડે, એથી કાંઈ ફૂલ મહેકવાનું થોડું જ છોડી દે?

▣ કંટકમય જીવનપંથમાં નારી એ કુસુમ-કલિકા છે.

▣ કંટકે કુસુમને કહ્યું, 'તારી ફોરમને આમ શાને સતત વેડફી રહ્યું છે?'
કુસુમે સસ્મિત ઉત્તર આપ્યો, 'પરિમલ આપું છું ને પ્રેમ પામું છું!—વળી પામતાં પહેલાં ખુશબૂ પ્રસારી જવી, એ જ તો છે મારો જીવનધર્મ!'

▣ કંટકોને પણ દોસ્તી તો કુસુમોની જ ગમે છે!

▣ કંટકોને પ્યાર કરવાં શીખી જાઓ, અને તમને પછી એ ડંખશે નહિ—સુગંધ જ આપશે! દુઃખનું—સંકટમાત્રનું પણ એવું જ છે.

▣ કાદવ પણ કમળ આપે છે, તો પછી માનવી જેવો માનવી શાને કાદવ ઉડાડતો હશે?

▣ કામથી કંટાળે ને કામને પડતું જ મૂકે—પાછો એ પડે!

▣ કામનામાત્રનો ત્યાગ કરો, અને તમને ભવસાગર-તારક તરાપો લાધશે!

▣ કાયદો માત્ર કલંક છે—સત્તા તેમજ જનતાનું!

▣ કાયમ માટે નથી તો મેલી મુરાદો બર આવતી, કે નથી તો મતલબી મહેચ્છાઓ સફળ થતી.

◘ કેળવાયેલાં ચિત્ત અને ચક્ષુ જ સૌન્દર્યનું સાચું દર્શન કરી જાણે છે!

◘ કોઈને ય એના દોષ માટે દંડતાં પહેલાં તમારા દોષ પર વિચાર કરજો !

◘ કોઈ પણ ધર્મને ધિક્કારવો એના જેવી કોઈ અધાર્મિકતા નથી.

◘ કોઈ પણ રાષ્ટ્રની પ્રજા કેવી છે એ જાણવાનું એક સબળ સાધન એટલે એ પ્રજાનું સાહિત્ય. સાહિત્યમુકુરમાં પ્રજાજીવનનાં પ્રતિબિંબો યથાર્થ ઝીલાય છે, જળવાય પણ છે. સાહિત્ય જાણે પ્રજાને, પ્રજાની પ્રગતિને માપવાની પારાશીશી છે. જેવી પ્રજા તેવું તેનું સાહિત્ય, અને જેવું સાહિત્ય તેવી પ્રજા.

◘ કોઈપણ સાચા હેતુ માટે, શુભ કાર્ય માટે સમજપૂર્વક અપાયેલું બલિદાન કદી પણ નિષ્ફળ જતું જ નથી. વળી જેમ ધ્યેય ઉચ્ચતર ને બલિદાન વધારે નિઃસ્વાર્થ તેમ એની અસરકારકતા ને ચિરંજીવિતા પણ અધિકતર.

◘ કોઈ મનાવનાર હોય તો અને ત્યારે જ માણસને રિસાવાનું મન થાય છે.

◘ કોકિલ એ વસંતનો ટહુકાર છે. મયૂર એ વર્ષાનો છડીદાર છે!

◘ ક્રોધ એ આયનો છે, જેમાં અસહિષ્ણુ મનુષ્યની નબળાઈના ગાંડપણનું પ્રતિબિંબ પડે છે!

◘ ક્ષમા વીરની યશકલગી છે, કાયરની કાળાટીલી!

◘ ખરી રીતે તો, માનવીનું મન જ્યાં સુધી યુવાન હોય છે, ત્યાં સુધી એ યુવાન જ હોય છે—મન વૃદ્ધ બને છે ત્યારે માનવી પણ વૃદ્ધ બની જાય છે.

- ખુશામદ એ નિંદાનું હુલામણું નામ છે
- ખેતી એ ભારતની ધોરી નસ છે, ખેડૂત રક્ત !
- ખોટી આશા કરતાં ખુલ્લી નિરાશા ઘણી વાર ઓછી હાનિકર નીવડે છે
- ગૃહિણી એ ગૃહની કવિતા છે, તો બાલક એ ગૃહનું ગુંજન છે
- જગના મધપૂડામાંથી મધુસંચય કરી પોતાના ને પરના જીવનપાત્રને મીઠાશથી ભરી દેવું, એ જ શું માનવમાત્ર કર્તવ્ય નથી ?
- જગતમાં ઢાંક્યાં રતન જેવા કેટલાક માનવીઓ આખરે ઝળહળ્યા વગર રહેતા જ નથી—પાંદડીઓ વચ્ચે છુપાયેલું ગુલાબ કે વાદળાથી ઢંકાયેલો સૂર્ય જેમ છૂપો રહેતો નથી, એમ જ
- જગતમાં મોટામાં મોટું દુઃખ કયું ? તો કે ભગ્ન સ્વપ્નોનાં ખંડેરોમાં જીવવું !
- ‘જગતમાં વેર જેવી કોઈ વસ્તુ જ ન હોત તો ?’
‘તો પ્રેમનાં મૂલ કેમ સમજાત ?’
- જનતાના સહકારના વારિ-સિંચન વગર કોઈ પણ પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિની લતા પાંગરી શકે નહિ
- જયશ્રી વાસંતી કોકિલા બની ટહુકવાની—પરન્તુ અખંડ આરાધનાની આમ્રઘટામાં જ, હો !
- જલ જ્યારે પાણોચિયાના સંકુચિત બંધનમાંથી મુક્ત થઈ ઝરણું બની જાય છે ત્યારે જેમ એને એની સાચી ગતિ મળી જાય છે, તેમ માણસ જ્યારે મોહમાયાના દુન્યવી બંધનથી વિરક્ત તેમજ વિમુક્ત બની જાય છે ત્યારે એને સદ્ગતિ સાંપડે છે—મોક્ષ મળે છે

ꙮ જાત-અનુભવ જ માનવનો મોટામાં મોટો મિત્ર, ગુરુ ને માર્ગદર્શક છે.

ꙮ જાતે લોહ બની કીર્તિ પ્રતિ આકર્ષાઓ નહિ, કિન્તુ કીર્તિના લોહને તમારા કર્તવ્યના લોહચુંબક વડે આપમેળે આકર્ષાવા દો.

ꙮ જીવન એક મહાગ્રંથ છે, અને જગત એક વિશાળ પાઠશાળા!

ꙮ જિંદગી એટલે તેજછાયાની સંતાકૂકડી!

ꙮ જિંદગી જીવવા માટે છે—તો પછી હસતાં-ગાતાં શા માટે ન જીવવી?

ꙮ જિંદગીને તમારી પવિત્ર પંચવટી બનાવો; ને રામ આપો-આપ એમાં પર્ણકુટી બાંધશે!

ꙮ જિન્દગાની તો છે ધૂપદાની!

ꙮ જીદ એ સીંદરી છે—જે બળે, પણ વળ મૂકે નહિ!

ꙮ જિન્દગાનીનું બીજું નામ છે તનની અને મનની તંદુરસ્તી.

ꙮ જીવતરના કડવા ઘૂંટડા ગળે—જીવનની મીઠાશ એ માણે!

ꙮ જીવનમાં આશા ન હોય ને કલ્પના ય ન હોય અને ન હોય સ્મરણો ને સ્વપ્નો—તો પછી એ શબને હું શું કરું?

ꙮ 'જીવન એટલે શું?'
'પ્રેમ અને શ્રમની સરિતાઓનો સુભગ સંગમ!'

ꙮ જીવન-ઉદ્યાનમાં તમારા, પુરુષાર્થના પુષ્પને વિકસાવો; ને વિજય-મધુપ આપમેળે આકર્ષાશે.

ꙮ જીવનકલાની ચરમ ચાવી તો છે આ: હૈયે ભલેને જ્વાલામુખી ભભૂકતો હોય, છતાં હોઠે તમારે તો હાસ્ય જ હો!

- જીવનમા કવિતા ય છે ને કટુતા ય છે, પરંતુ જીવનની કવિતાનુ પાન જેણે કરી જાણ્યુ છે એને પછી કટુતાના કટક ડંખતા નથી અથવા કહો કે, પછી એનુ મન જ કાવ્યમય બની જાય છે, જે કટુતાને પણ કવિતામા પલટાવી દે છે
- જીવનકુસુમ સાધનાદેવીને ચરણે સમર્પી દેનારને, કહો તો, સિદ્ધિ કેમ ન સાંપડે ?
- જીવન એક ખેલ જ છે એમા કોઈ બાજી જીતે, તો કોઈ હારે પણ ખરુ
- જીવન એક કલા હોય, તો વિશ્વવીણા સાથે વ્યક્તિત્વના સંકુચિત બંધનો તોડી, પોતાની જીવનવીણા વડે સુસંવાદિતા સાધી, તાદાત્મ્ય સર્જી, વિશ્વપ્રેમની સુહાગી સૂરાવટ રેલાવે એ જ જીવન–કલાકાર નહિ ?
- જીવનમા એવી પળો આવે છે, જ્યારે જીવન શૂન્ય ભાસે છે—અકારુ લાગે છે અને મૃત્યુ મીઠુ લાગે છે
- જીવનનૈયાના તારક સઢ અને સુકાન કયા ?
  —તો કે' સેવા અને ત્યાગ !
- જીવનનૈયાનુ સુકાન તમારા અંતરના અવાજને સોંપી દો, ને અંતર્યામી તમને અવશ્યમેવ ભવસાગર પાર કરી દેશે !
- જીવનપટને સાદાઈ અને સંતોષના તાણાવાણા વડે ગૂંથી લો ને સુખ તમને શોધતુ આવશે
- જીવનનો મોહ જ મૃત્યુના ભયનો જનક છે
- જીવન લોહ છે—જીવનકલાના પારસ–સ્પર્શ દ્વારા એમાથી સુવર્ણ સર્જવુ એ જીવનકલાધરનુ ધ્યેય છે, કર્તવ્ય છે

◻ જીવનને સમુદ્રનાં વારિ જેવું ખારું કે નદીનાં નીર સમું મીઠું બનાવવું, એ જીવનારાના જ હાથમાં નથી ?

◻ જીવનસરોવરે મારા, તવ મંગલ પ્રેમનાં પદ્મો ખીલો—વિમલ પદ્મો પરાગો !

◻ જીવનસંઘર્ષ ભુજંગ બની ચોતરફથી જ્યારે ભરડો લઈ રહ્યો છે ત્યારે હસતાં હસતાં સહેવું અને સહેતાં સહેતાં હસવું એ જ એકમાત્ર જીવનને જીવવા જેવું રાખવાનો તરણોપાય છે.

◻ 'જીવનનો સાચો આનંદ તમારે માણવો છે ને ?'
'તો એટલું કરો. સ્નેહ, સમતા ને સેવામાં તમારી જાતને સમર્પી દો !'

◻ જીવનસાફલ્યનું સાચું માપ સાધના પરથી જ નીકળે— સિદ્ધિ પરથી નહિ.

◻ જીવન ક્ષણભંગુર છે, સમયરૂપી સમીર સતત વહેતો જ રહે છે, અને મૃત્યુ અનિવાર્ય છે—આ બધાનો અર્થ એટલો જ કે માનવે મળેલી પળેપળનો પૂરેપૂરો ઉપભોગ કરી લેવો, જેથી પાછળથી વ્યર્થ પસ્તાવાનો વારો ન આવે !

◻ જે દાન પાછળ સ્વાર્થ હોય છે એ દાન, નથી તો દેનારને ફળતું કે નથી તો લેનારને.

◻ જેને ઝબકવું જ છે, એ તો વાદળ-વણઝારને વીંધીનેય ઝબકે જ છે—વીજ-ઝબકાર પેઠે.

◻ જે મનુષ્ય સત્યનો પયગામ લઈને જન્મે છે, સત્ય ખાતર જ જીવે છે અને અંતે સત્ય ખાતર મરે છે એ સર્વદા ને સર્વત્ર પૂજાય છે.

- જેમ અત્યાચાર વધે, તેમ વિપ્લવનો વેગ વધે !
- જેમ પ્રેમ વધારે, તેમ વિરહની વેદના પણ વધારે
- જૂના ને નવાની ધરમાળ અને ઘર્ષણ સદાય ચાલ્યા જ કરે છે, અને કદાચ સમષ્ટિના અંત પર્યંત ચાલ્યા પણ કરશે પરંતુ જેમ જૂનું એટલું બધું જ સોનું નથી, તેમ નવું એટલું બધું જ નિંદ્ય નથી જૂનામાં રહેલ ઉત્તમ તત્ત્વને, માત્ર એ જૂનું છે માટે જ, ત્યાજ્ય ગણવું અને નવામાં રહેલ ખતરનાક તત્ત્વને માત્ર એ નવું છે એટલા માટે જ સ્વીકાર્ય ગણવું, એ ભાવના પૂર્વગ્રહી અને પ્રાકૃત મનોદશાની દ્યોતક છે, અને એવી મનોદશા એ 'મોડર્ન ફૅશન' નથી પરંતુ એક ઉત્ક્રાન્તિવિમુખ વૃત્તિ છે છતાં પણ આ નવાજૂની આ પરિવર્તન આવશ્યક છે, અનિવાર્ય પણ છે કારણ કે, જેમ વહેતું પાણી જ નિત્ય નિર્મલ રહે છે તેમ પરિવર્તનશીલ જીવનઝરણું જ પ્રગતિ સાધી શકે છે પરંતુ માનવીએ જો ખરેખર પ્રગતિ સાધવી હોય, જીવનનો વિકાસ કરવો હોય તો મંગલકારી મધુકરવૃત્તિ કેળવવી જોઈએ ને જૂના ને નવામાંથી જીવનને પ્રેરક, પોષક ને પ્રગતિકારક નીવડે એવા મધુનો જ સંચય કરવો જોઈએ માનવીની આ મધુકરવૃત્તિના વિકાસમાં માનવીનો વિકાસ સમાયેલો છે
- જ્યોત અને જ્વાળા ! સ્ત્રી એ પ્રકાશ આપતી જ્યોત પણ છે, અને ભસ્મીભૂત કરતી જ્વાળા પણ !
- ટોચે બિરાજનારને પલકારામાં તળેટીમાં ધકેલી દેવા કોઈ સમર્થ હોય તો એ છે અહંકારની આંધી !
- ડાહ્યા માણસો પણ પોતાની મૂર્ખાઈ કબૂલતા નથી !

◻ ડાળેથી તૂટેલું ફૂલ કદી ખીલી શકે ખરું ? પ્રભુથી વિખૂટો પડેલો જીવ કદી કાળજાની ટાઢક મેળવી શકે ખરો ?

◻ તન્દુરસ્ત મનોબળ સમું એકે ઔષધ નથી.

◻ તમન્ના અને તાકાત વચ્ચે તફાવત આટલો : તમન્ના સ્વપ્નો સેવે છે, તાકાત એને સિદ્ધ કરે છે.

◻ તમારા જખ્મો રૂઝાવવા હોય, તો બીજાના જખ્મો પર તમે મલમપટી લગાવો !

◻ તમારી ભૂલ તમારા માટે ખાડોય બની રહે, અને પગથિયું પણ.

◻ તમારું કર્મ તરાપો બનીને તમને તારી શકે, અને તીર બનીને મારી ય શકે !

◻ તમારું જ્ઞાન ત્યારે જ સાર્થક ગણાય કે જ્યારે તમારો એ જ્ઞાનદીપ, તમારા અન્ય માનવબંધુઓના જીવનપંથમાં છવાયેલ અજ્ઞાનનાં અંધારાંને ઉલેચતો પથદીપ બની રહે !

◻ 'તમારે જગતને જીતવું છે ને ?'
'તો પહેલાં તમારી જાતને જ જીતો ! સઘળા વિજયોની ગુરુચાવી એ જ છે.'

◻ તમારે નિંદા કરવી જ છે ?
—તો નિંદાની જ નિંદા કરોને !

◻ 'તમારે માત્ર સુખ જ જોઈએ છે ?—ને રજમાત્ર પણ દુઃખ સહ્યા સિવાય ?'

'ત્યારે તો તમને એ મળી રહ્યું, ભાઈ ! જેના જીવનાકાશમાં રાતને સ્થાન જ નથી, ત્યાં પ્રભાત પણ શી રીતે ઊગે !'

✻ તમારે સિદ્ધિ મેળવવી છે? અને એ પણ એવી કે જેને મેળવીને તમને પછી કાંઈ પણ મેળવવાનું મન જ ન થાય?'
'એ માટે તો, ભાઈ, તમારા અંતરમાં અજંપાની આગ પ્રગટાવી જોઈએ અને એ આગ પણ કેવી?—મંઝિલે પહોંચાડયા વગર પળભર પણ તમને પગ વાળીને બેસવા ન દે, ક્ષણભર પણ ચેન પડવા ન દે, એવી!'

✻ તમારો અહંકાર તમારી શક્તિ માટે ક્ષય રોગની જ ગરજ સારશે

✻ તમે કહો છો 'દુઃખ જીરવવું કઠણ છે'
હું પૂછું છું 'સુખ પચાવવું પણ ક્યાં સહેલું છે?'

✻ તમે તમારું કર્તવ્ય નિષ્ઠાપૂર્વક બજાવો, ને કામયાબી આપોઆપ તમારા કદમો ચૂમશે!

✻ તમે પ્રેમના તાર છેડો, અને સામાની ઉર-વીણામાંથી નિસંશય પ્રેમના ઝંકાર ઊઠવાના ને ઊઠવાના જ—દીવે દીવો પ્રકટે તેમ

✻ તારાઓ કહી રહ્યા છે કે ખરતા પહેલાં પ્રકાશ પાથરી જાઓ! પુષ્પો કહી રહ્યાં છે કે કરમાતા પહેલાં પરિમલ પ્રસારી રહો! વીજ કહી રહી છે કે વિલાતા પહેલાં ઝબકી લો! દીપકો કહી રહ્યા છે કે જાતે જલીને જગને જ્યોતિ અર્પો! ધૂપસળી કહી રહી છે કે સળગીનેય સહુને સુગંધ સમર્પો! સુખડ કહી રહ્યું છે કે પોતે ઘસાઈને પણ પરને તો શીતળતા જ આપો! બિંદુ સમી આ વસ્તુઓના નિત્યનિરંતરના આ સર્વમંગલ સક્રિય સંદેશસિંધુમાં પોતાની જીવનસરિતાનો સંગમ સાધવા પ્રત્યેક માનવ કટિબદ્ધ થશે ત્યારે—હા, ત્યારે જ સમષ્ટિની નૈયાને વિશ્વશાન્તિનો કલ્યાણકારી કિનારો સાંપડશે!

▣ તલવારની ધાર કરતાં સત્યના પંથ પર ચાલવું વધુ દુષ્કર છે.

▣ તારમાં જેમ ઝંકાર વ્યાપ્ત છે, તેમ સાફલ્ય પણ તમારા જ હાથમાં છે—જરૂર છે કેવળ હાથ હલાવવાની, કર્તવ્ય બજાવવાની, તાર છેડવાની! પ્રત્યેક ક્રિયા જેમ કલા માગી લે છે, તેમ હાથ હલાવવાની આ ક્રિયા પણ સાધના માગી લે છે!

▣ તિજોરી તમારી ગમે તેટલી ભરચક હોય, પરન્તુ તમારા દિલની તિજોરી ખાલીખમ હોય તો શું વળ્યું!

▣ તૂટેલા તાર સંધાય, પણ કંઈ ભાંગેલાં હૈયાં થોડાં જ સંધાય?

▣ તું પ્રસન્ન થઈ માગવાનું કહીશ ત્યારે, હાથમાંના સુદર્શનચક્ર કરતાં, હું તો શતદલ પદ્મ બનવાનું પસંદ કરીશ.

▣ તૃપ્તિમાં મજા હશે, પણ મહત્તા તો ત્યાગમાં જ છે.

▣ તૃષ્ણા તેજાબ છે. ત્યાગ ચંદન!

▣ તૃષ્ણાના તારમાંથી ત્યાગના ઝંકાર કેમ ઊઠે?

▣ ત્યાગ એ પ્રેમમંદિરનો પાયો છે, અને પ્રેમ એ લગ્નમંદિરનો પાયો છે.

▣ ત્યાગના કાંટા વાંછ્યા હતા, રાગનાં ફૂલ નહિ!

▣ ત્યાગની તીર્થયાત્રા કરનાર કદી ઘર બાળતો નથી, સદા ઉજાળે જ છે.

▣ ત્યાગીઓ પણ તૃષ્ણાની ટીકાનો ત્યાગ કરી શકતા નથી.

▣ દગો રમનારને એનું અંતર વીંછી બનીને ડંખે જ છે.

▣ દર્દના દેનારે દવાયે દીધી જ છે. પાપ અને પ્રાયશ્ચિત્ત, અનુક્રમે, દર્દ અને દવા જ છે ને?

- દરેક કોયડા સાથે એનો ઉકેલ પણ જન્મે છે—શોધતા આવડવો જોઈએ

- દ ભ કરવો એટલે દિલમા દાવાનળ પેટાવવો !

- દ ભી નમ્રતા કરતા, પારદર્શક અભિમાન સારુ નહિ ?

- દ ભીના દાત હાથીના હોય છે, હાસ્ય જખનુ, અને આસુ મગરના !

- દીપ જલે છે, જાતે જલીનેય જીવનભર પરને પ્રકાશ આપે છે માનવી આ જુએ છે, છતા સમજાતુ નથી, શા માટે તે માનવ જીવનનુ રહસ્ય પામવા તત્ત્વજ્ઞાનના થોથા ઉથલાવે છે ને તર્કવિતર્કના કૂચા ચાવે છે ?

- દીપ જેમ સ તાડી રાખવા માટે પેટાવતા નથી, તેમ જ્ઞાન પણ સ ઘરી રાખવા નહિ, પણ સમર્પણ માટે સ પાદન કરવુ જોઈએ

- દીર્ઘકાળ સુધી અ ધકારમા જ અટવાયેલા માનવને એકાએક પ્રકાશ લાધતા એની આખો અ જાઈ જાય છે, તેમ વર્ષો સુધી ગુલામીના અ ધારામા સબડતુ રહેલુ રાષ્ટ્ર પણ મુક્તિનો પ્રકાશ પ્રાર ભમા તો જિરવી શકતુ નથી

- દુ ખની બારીમાથી પણ તમારા જીવનખ ડને નૂતન પ્રકાશ અને નવલો પ્રાણવાયુ મળી રહે—તમે મક્કમ બનો તો !

- દુ ખનો અભાવ એટલે જ સુખ નહિ, સુખ એટલે તો કામના મુક્ત ચિત્તનો પ્રસન્ન સ તોષ !

- દુ ખ વગર સુખનુ સાચુ મૂલ્ય પરખાતુ નથી—રજની વગર રોશનીની કિ મત સમજાતી નથી તેમ

◻ દુનિયાના સુખ માટે, કલ્યાણ કાજે જે મથે છે એને દુનિયા તો દુઃખ જ આપે છે. નીલકંઠ બની જે આ ઝેરને જિરવી શકે– દુનિયાને દુઃખમુક્ત એ કરી શકે!

◻ દુનિયામાં દરેક માણસ દેખાય છે એવો હોતો નથી, કહે છે એટલું કરતો નથી; અને આ દંભ જ એના દિલના અને દુનિયાના દર્પણમાં ડાઘ બની માનવજાતના ભાવિને ધૂંધળું બનાવે છે!

◻ દુષ્ટની ટીકા કરવામાં, એનો તિરસ્કાર કરવામાં કે એને હડધૂત કરવામાં મહત્તા નથી; મહત્તા તો છે એને સ્નેહથી સુધારી સજ્જન બનાવવામાં, એનો સમુદ્ધાર કરવામાં.

◻ દુષ્ટ રીતે મેળવેલી જીત એ માનવીની મોટામાં મોટી હાર જ છે.

◻ દુષ્ટમાં દુષ્ટ પણ દુનિયાને દગો દઈ શકશે, પણ એના દિલને નહિ.

◻ દોષ કરનાર હજીયે માફીપાત્ર છે. પણ દોષ છુપાવનાર તો હરગિઝ નહિ.

◻ ધર્મ-પ્રયાગ એટલે જ્ઞાન, કર્મ અને ભક્તિરૂપી સર્વાંગંગલા ગંગા, યમુના અને સરસ્વતીનો તારક ત્રિવેણી–સંગમ!

◻ ધીરજ અને પુરુષાર્થ સફલતાનાં માતા–પિતા છે.

◻ ધૂપસળી પેઠે જાતે જલીને પણ–મરીને ય જગને મહેકાવતાં માનવ ક્યારે શીખશે?

◻ ન માગે દોડતી આવે, એવી ચીજ કઈ?
— તો કે, સુફિયાણી સલાહ!

નબળા મનના ચોગાનમાં જ શંકા અને ભય ટેંગ-નંખૂ ના છે.

નગ્ન બન્યા વિના શક્તિ પ્રિય નહિ બની શકે!

નરી રસિકતા જીવનને સ્વચ્છંદી બનાવે, નર્યો સંયમ જીવનને શુષ્ક બનાવે—જીવનનો વિકાસ તો સંયમી રસિકતા સાધે! રસિકતાની નૈયાનું સંયમ એ સુકાન છે.

નંદવાયેલા હૈયાની દારુણ વેદના માણસને કેટલીક વાર પાગલ કરી મૂકે છે.

નામનો મોહ આજે સર્વત્ર દેખાય છે. નામના મોહમાં આંધળા બની આજે સહુ કામને ભૂલ્યા છે. આપણી વિકાસયાત્રાને અવરોધતા અનેક દૂષણો પૈકીનું એક આ પણ છે ફીણ જેવા ફોગટ આ મોહમાંથી જેમ વહેલા મુક્ત થઈશું, તેમ વિશેષ વિકાસ સાધી શકીશું. આપણે જો પ્રગતિ સાધવી હશે, તો આ નામનો મોહ ત્યાગી કામનો મોહ પ્રગટાવવો પડશે—કર્તવ્યનિષ્ઠાને વિકસાવવી જોઈશે.

નારી એટલે વેરાન જીવનમાં વનરાઈઓ લહેરાવતી વરદાયિની વર્ષા તો નહિ?

નારી નારાયણી છે, કારણ કે એ મમતાની મંગલમૂર્તિ માતા છે. અને માતા એ વિશ્વકર્માની કલ્યાણમયી કવિતા છે

નીતિ એટલે ધર્મ પ્રતિ દોરી જતી ઊર્ધ્વ ગતિ!

નિત્ય જીવનને શ્યામ રાખી, કલુષિત રાખી, મંદિરમાં જઈ દીપ પેટાવવાથી, મનમંદિરનાં કાજળ કદી ધોવાય ખરાં?

નિત્ય જીવનની નાનામાં નાની ક્રિયાને પણ જે કાવ્યમય કરી શકે—જીવનની કવિતા એ સુભાગી પામે!

※ નિરભિમાન સૌથી સારું છે, અભિમાન ખરાબ છે; પરન્તુ નિરભિમાનનો દંભ તો સૌથી ખરાબ છે.

※ નીરક્ષીર–વિવેક છે પ્રગતિપંથનો પથદીપ !

※ નિશાના જનાજાને જતો જોઈ રહ્યો હતો, ત્યાં ઉષાકિરણની બરાતના શરણાઈ–સૂરો કર્ણપટે ગુંજી રહ્યા !

※ નિત્યયૌવના આશા પીઠી ચોળી જતી ન હોતે, તો કોણ ભલા, આવી જિન્દગાની ઈચ્છ્યા કરતે !

※ નેતા અને જનતા વચ્ચે કડી બનવાને બદલે સત્તા જ્યારે કરવત બની રહે છે, ત્યારે અધઃપાતને આકર્ષક આમંત્રણ મળી રહે છે.

※ ન્યાય મોટે ભાગે 'કાયદા'ને વફાદાર રહે છે, 'સત્ય'ને નહિ !

※ પતન એ જાળું છે, કુસંપરૂપી કરોળિયાનું !

※ પથિક ! પથ મધ્યે તારા, બધું ખૂટશે પોષાશે, પરન્તુ શ્રદ્ધા ખૂટી તો પછી થઈ રહ્યું !

※ પરસેવો પાડીને નહિ, પણ પરસેવો ખરીદીને પૈસો મેળવવાની વૃત્તિ આજે ઉત્તરોત્તર વધતી જાય છે; અને પરિણામે સાચાં સુખશાન્તિ દૂર ને દૂર સરતાં જ જાય છે.

※ પરિવર્તન જો હૃદયપૂર્વકનું હોય તો એ તારે, પણ જો કેવળ ક્ષણિક વેશપલટો જ હોય તો પાડે જ પાડે.

※ પરિશ્રમ એ પારસમણિ છે, જે ધરતીની ધૂળનું ધાન્યમાં રૂપાન્તર કરે છે.

※ પરિશ્રમને સ્થાને પૈસાની પ્રતિષ્ઠા થઈ ત્યારથી વિષમતા અને વિનિપાતનાં વિષ-બીજ વવાયાં !

◙ પશ્ચાત્તાપ કરતા પાપીને એનાં પુરાણાં દુષ્કૃત્યોની વારે વારે યાદ આપી પુનઃકાર્યો કરવો એ પણ એક પ્રકારનું પાપ નથી ?

◙ પસ્તાવો એ પાપના અરણ્યમાં અટવાયેલા માનવનો પ્રવ-તારક છે—પથદીપ છે.

◙ પાનખરના આગમને ફૂલ કરમાયાં—કંટકે માન્યું : 'મારો શાપ લાગ્યો !'
વસંતના આગમને ફૂલ ખીલ્યાં—માળીને લાગ્યું : 'ઈશ્વરના આશીર્વાદ ઊતર્યાં !

◙ પાપ છુપાવવું કે પાપ સહી લેવું એ તો પાપનું ય પાપ છે !

◙ પાપનો ઘડો અને પાખંડનો પરપોટો ફૂટ્યો જ રહે !

◙ પાત્રતા વિના મળતો લાભ એ નુકસાન જ છે.

◙ પાયમાલીને પ્રવાહી સ્વરૂપ ધારણ કરવાની ઇચ્છા થઈ, ને એ સુરામાં પ્રગટ થઈ.

◙ પારકાના દીપ બુઝાવીને જે પોતાના દીપને જલતો રાખવા મથે છે એને એક દિવસ વિધિ-વાયુની એક એવી તો થપાટ લાગે છે કે દીપ એનો પછી સદાને માટે બુઝાઈ જાય છે.

◙ પારકાને પોતાનાં કરવાની કલા સ્ત્રીમાત્રને સ્વભાવસિદ્ધ હોય છે.

◙ પારકાને પોતાનો શિકાર બનાવી પીડા આપનાર વ્યક્તિ પોતે જ પોતાની પરપીડનવૃત્તિનો શિકાર બનેલ હોય છે.

◙ પારકા માટે જ જે સદા પ્રકાશે છે, એ દીપ ખરી રીતે તો કદી ઓલવાતો જ નથી.

◙ પારકાને પીડવામાં જ પાપ સમાઈ જતું નથી, કેવળ પોતાના સુખચેન ખાતર જ મથવામાં પણ પાપ છે.

☼ પારસ-સ્પર્શે તારા, રેતી સમાન જીવન મારું, બનો મંગલ મોતી ને મન મારું તારક જ્યોતિ !

☼ પીએ તેમ પ્યાસ વધે એવું જલ કયું—તો કહે ધન !

☼ પૂજારી ! તારે પ્રભુને પામવો છે ? એની પૂજા કરવી છે ? તો એ તને નહીં મળે મંદિરોમાં કે મસ્જિદોમાં; મળશે ..ને એ રસ્તા પર પરસેવો પાડી પથ્થરો ફાડતા પેલા મજૂરમાં, મળશે તને એ રાતદિન કાળી મજૂરી કરી, લોહીનું પાણી કરી, બળબળતા તાપમાં, કડકડતી ઠંડીમાં, વરસતા વરસાદમાં ધરતીમાંથી ધાન્ય પકવતા પેલા ખેડૂતમાં; મળશે તને એ પ્રામાણિકપણે શ્રમદેવતાની આરાધના કરી સંતોષથી જીવન ગુજારતા કો' દરિદ્રનારાયણની તૂટેલફાટેલ ઝૂંપડીમાં, કે કો' નિર્દોષ બાળકના નિર્મલ મંગલ હાસ્યમાં !

☼ પુરુષને જો પતંગ ગણીએ, તો સ્ત્રીને, જેના આધારે પતંગ ગગનમાં સરળતાથી વિહરે છે એ, દોરીની જ ઉપમા આપી શકાય.

☼ પુરુષને મૃગ ગણીએ, તો સ્ત્રી એ કસ્તુરી છે.

☼ પુરુષને સંયમી જોઈ જેટલી સ્ત્રી રીઝે છે એટલી અન્ય એકેથી રીઝતી નથી.

☼ પુરુષ મહત્ત્વાકાંક્ષાને વરેલ છે, સ્ત્રી મમતાને !

☼ પુરુષાર્થ એક એવું વૃક્ષ છે, કે જેને ફળ આવ્યાં વગર રહેતાં જ નથી.

☼ પુરુષાર્થની પઠાણી ઉઘરાણી થાય એટલે પ્રાપ્તિ પગે પડતી આવે જ આવે !

☼ પુરુષાર્થરૂપી કૃષ્ણનો વિરહ પ્રાપ્તિરૂપી રાધા કેમ સહી શકે ?

- પુરુષાર્થનો પારસમણિ પાસે હોય પછી વિજયના કનકની કે પરાજયના કથીરની પરવા કોણ કરે ?
- પૂર્ણિમાના પૂર્ણચંદ્ર કરતાં ય મને તો પ્રિય છે બંકિમ બીજ-લેખા—જેને મહાદેવના મસ્તકે વિરાજવાનું વરદ સૌભાગ્ય વર્યું છે.
- પૂર્વગ્રહો પણ પ્રગતિપંથના પથ્થરો જ છે ને ?
- પૂર્વગ્રહ પણ એક પ્રકારનો માનસિક કમળો જ નથી શું ?
- પૈસો, પ્રસિદ્ધિ, પ્રતિષ્ઠા, સત્તા, સમૃદ્ધિ—તારા ને મારા મિલાપમાં અંતરાયરૂપ એવું આ બધું છોડીને કેવળ તારા પ્રત્યેની પ્રેમભક્તિથી છલોછલ ભરેલા, દિનરાત તારા જ સખ્યની આરત કરતા હૈયાના સાથમાં તારાં ચરણોમાં આળોટવા આવું છું. મારા આરાધ્યદેવ ! મને તરછોડીશ મા !
- પોતાનું અજ્ઞાન ન જાણનારો પણ એક રીતે અજ્ઞાની જ નથી શું ?
- પોતાના અંગૂઠાને ધાવતાં ધાવતાં બાળક પોતાના મુખની લાળને જેમ માતાનું દૂધ માનવા લાગે, તેમ આપણે પણ અધોગતિને તો પ્રગતિ નથી માની રહ્યા ને ?
- પોતાનું કહેવું સાચું છે એમ ઠસાવવા ખાતર માણસ ગમે તેટલું ખોટું બોલતાં અચકાતો નથી.
- પોતાની ધારણા ફળતી જુએ છે ત્યારે માનવમાત્ર અજબ આનંદ અનુભવે છે.
- પોતાનું બાળક અને પારકાની પત્ની માણસને સદા ચડિયાતાં લાગે છે !
- પ્રામાણિકતાનું પ્રભવસ્થાન સંપત્તિ નહિ, પણ સંસ્કાર છે.

❖ પ્રારબ્ધના સિતારા આસમાનમાં ચમકતા હશે, પુરુષાર્થના સિતારા તો એના હાથમાં ચમકતા હોય છે!

❖ પ્રીત એક એવી અલગારી–અલબેલી જાળ છે કે, પહેલાં એમાં માણસ ચાહીને ફસાય છે, ને પછી ચાહે તો ય છૂટી શકતો નથી.

❖ પ્રીત અને ગીતને કદી બાંધી શકાતાં નથી—અનિલ અને પરિમલ પેઠે.

❖ પ્રીતનું પાનેતર ત્યાગની ભાત વડે જ દીપે.

❖ પ્રીતિ અને ભક્તિ—ન્યોછાવરીની જન્મદાત્રી છે.

❖ પ્રીતિ તલવાર છે, લગ્ન મ્યાન!

❖ પ્રિયજનની ચિંતા એના પ્રત્યેના પ્રેમમાંથી જ પ્રગટે છે—પ્રીતિ ભીતિની જન્મદાત્રી છે!

❖ પ્રકાશ પાથરવાની ઝંખના સેવનારે પ્રથમ પોતામાં પ્રકાશ પેટાવવો પડશે.

❖ પ્રકાશ પ્રદાન કરતી વેળા સૂર્ય કદી એ નથી જોતો કે કોણ કુપાત્ર છે ને કોણ સુપાત્ર છે....ત્યારે માનવી—?

❖ પ્રકાશ વાંછ્યો હતો—અંગારા નહિ ને રાખ પણ નહિ.

❖ પ્રગતિ-નુપૂરનો ઐક્ય-ઝંકાર : 'એક તાલમે ચલો!'

❖ પ્રગતિની પગદંડી તો આ છેઃ સ્વપ્નોમાં નહિ, પણ સ્વપ્નોની સિદ્ધિમાં રાચવું!

❖ પ્રગતિનો પંથ તો આ છે : ખુશામતને વિષ ગણો, ટીકાને અમૃત!

❖ પ્રજાને જો રથ ગણીએ, તો લોકસેવક એ સારથી છે.

❖ પ્રજાકીય ઉત્કર્ષમાં તહેવારોનો ફાળો નાનોસૂનો નથી. એક-ધારા જીવનમાં વૈવિધ્ય આણતા, ધાર્મિક ભાવનાને બલવત્તર બનાવતા, સમાજમાં ઐક્ય પ્રસારતા, રાષ્ટ્રપ્રેમનો વિકાસ સાધતા, પ્રજાજીવનમાં ચેતનોલ્લાસનો પ્રાણ પૂરતા, વિશ્વમાં માનવતા ને માંગલ્યને મહોરાવતા તહેવારોને, પ્રજાએ જીવવું હશે તો, જિવાડવા જ પડશે.

❖ પ્રણાલિકાભંગ નહિ, નવસર્જનનો રાજમાર્ગ તો આ છે: પ્રેમપૂર્વકનો હૃદયપલટો!

❖ પ્રતિકૂળ પરિસ્થિતિ સમી કોઈ પનોતી નથી!

❖ પ્રતિષ્ઠાના ભોગેય પવિત્રતા જળવાતી હોય, ત્યારે પવિત્રતા એ જાળવવા જેવી અને પ્રતિષ્ઠા એ જવા દેવા જેવી વસ્તુ છે—કારણ કે પવિત્રતા જાતે જ મોટી પ્રતિષ્ઠા છે.

❖ પ્રત્યેક માતા એટલું ન ભૂલે કે આજનો બાળક એ આવતી કાલનો નાગરિક છે; અને રાષ્ટ્રનું ભાવિ, અત્યારે જે રીતે એ બાળકને ઘડશે એ ઉપરથી જ ઘડાવાનું છે.

❖ પ્રફુલ્લતા છે, માનસિક આરોગ્યની દુહિતા.

❖ પ્રમાદનું પરિણામ પતન સિવાય અન્ય શું હોઈ શકે?

❖ પ્રયોગો કરતા જ રહો, એની સફળતા-નિષ્ફળતાની પરવા ન કરો; કારણ કે પ્રત્યેકપ્રકારની સિદ્ધિના મૂળમાં આવી પ્રયોગ-પરંપરા જ પડેલી હોય છે. પ્રયોગો તો પ્રગતિમંદિરના પાયાના—નામીઅનામી પથ્થરો છે અને એમની મહત્તા પણ આમાં જ છે, એમની તત્કાલીન સફળતા-નિષ્ફળતામાં નહીં. પડતાં-આખડતાં જ અંતે ટોચે પહોંચાય!

❖ પ્રલોભન એ પિંજર છે—પ્રગતિવાંછુ માનવપંખી માટે.

❖ પ્રલોભન એ સદ્‌વૃત્તિરૂપી સીતાને વિચલિત કરવા આવેલ આસુરી સુવર્ણમૃગ છે.

❖ પ્રવૃત્તિ, પછી ભલે એ નાનામાં નાની ને નજીવી હોય, પણ એની સાથે સમરસ થયા સિવાય એમાં સફળતાનો રંગ આવવાનો જ નહિ.

❖ પ્રશંસાથી ચગે નહિ, નિંદાથી ડગે નહિ—એ જ જીવનવીર, નહિ ?

❖ પ્રશંસાપ્રાપ્તિ માટે પ્રદર્શન-વૃત્તિ અને પ્રવૃત્તિ એ આજનો ચેપી રોગ છે!

❖ પ્રસિદ્ધિનો મોહ વિકસે એટલે સિદ્ધિનો સ્નેહ વિલય પામે!

❖ પ્રસ્વેદ એ શ્રમદેવતાનો પવિત્ર પ્રસાદ છે, શ્રમ-યજ્ઞનું પંચામૃત છે.

❖ પૃથ્વી-પટે ખારું પાણી જ સવિશેષ છે, મીઠું પાણી અલ્પ : એમ જ, સંસારમાં જ્યાં ને ત્યાં સ્વાર્થનો સાગર જ ઘૂઘવતો હોય છે, સાચા સ્નેહની અમૃતવીરડી તો વિરલ જ હોય છે.

❖ પ્રેમ એ તો અંતર-પુષ્પનું અત્તર છે.

❖ પ્રેમ એ સ્ત્રીને મન જીવનસર્વસ્વ છે—ત્યારે પુરુષની પ્યાસ કેવળ પ્રેમથી જ પરિતૃપ્ત થતી નથી; એને પ્રેમ ઉપરાંત પ્રતિષ્ઠા, મહત્ત્વાકાંક્ષા ને મહત્તા—કીર્તિ, કંચન ને કારકિર્દી પણ જોઈએ જ જોઈએ!

❖ પ્રેમ ને પ્રકાશનો હું સદા પિયાસી ને પૂજારી રહ્યો છું; અને પ્રભુ! મારા, એ પ્રેમ પણ તું છો ને એ પ્રકાશ પણ તું જ છો ?

❖ પ્રેમનાં આંસુમાંથી ફૂલ બન્યાં, વેરની આગમાંથી શૂલ!

❖ પ્રેમનું પટોળું ત્યાગની ભાત વડે જ દીપે છે.

❖ પ્રેમને નાત કે જાત સાથે, લક્ષ્મી કે સત્તા સાથે સંબંધ નથી. પ્રેમ એ સર્વથી પર, અલિપ્ત એવું કોઈ અપૂર્વ તત્ત્વ છે; કોઈ દિવ્ય પ્રેરણાનો મંગલ આવિષ્કાર છે. પ્રેમ એક સ્વયંભૂ, સ્વયંસ્ફુરિત લાગણી છે, ભાવના છે, સંવેદના છે—જેનું પ્રગટીકરણ હૃદયમાંથી થાય છે. પ્રેમ એ હૈયાઈપનું મોંઘેરું મોતી છે, હૃદય–વીણાનો મધુરમંગલ ઝંકાર છે, મન-મુરલીનું મીઠું ઊર્મિગીત છે, સૌન્દર્યનું કાવ્ય છે ને કાવ્યનું સૌન્દર્ય છે—જીવનની કવિતા છે ને કવિતાનું જીવન છે; લગ્નમંદિરનો એ પવિત્ર પાયો છે, હૈયાવાડીનું મઘમઘતું પુષ્પ છે અને જીવન-મંદિરનો સુવર્ણકલશ છે. પ્રેમનો પ્યાલો જેણે પી જાણ્યો છે, એને પછી સર્વત્ર 'પરમ પ્રેમ પરબ્રહ્મ'ના જ દર્શન થવાનાં, એનું આખું જીવન જ પછી પ્રેમરંગે રંગાઈ જવાનું—પ્રેમનો એવો રંગ લાગેલો વ્રજની પ્રેમઘેલી ગોપિકાઓને અને પ્રેમનો એ પ્યાલો પી જાણેલો પ્રેમદીવાની મીરાંએ !

❖ પ્રેમને વધુ પ્રબળ બનાવવા માટે, એની પરીક્ષા કરવા માટે તો વિરહની રચના નહિ કરવામાં આવી હોય ને ?

❖ પ્રેમમાં પણ જીવનની પેઠે મિલનની માધુરી અને વિરહની વેદનારૂપી તેજછાયા હોય છે.

❖ પ્રેમ ! સાચો પ્રેમ કેવો હોય ?
ચંદન–શી શીતલ ચાંદનીની અમીવર્ષા વડે યુગોથી માનવ જાતને નવડાવતો ચંદ્ર અને અંધકારને વિદારી સદીઓથી પ્રકાશ ને ચેતન પ્રગટાવતો સૂર્ય—માનવજાત પાસે બદલો માગતા નથી, બળબળતા તાપમાં વટેમાર્ગુનો વિસામો બનતું વૃક્ષ કંઈ એની પાસેથી પાણીની અપેક્ષા રાખતું નથી, ચિત્ત

અને ચક્ષુને હાવ્તી સુન્દરતા ને હૈયાને હેલે ચડાવતી ફોરમ લહુવી પૂરી પાડતા ફૂલો, આપણે એમને તોડીને એમની સુન્દરતા ને સુરભિ નષ્ટભ્રષ્ટ ન કરીએ એવું કો' વચન આપણી પાસે કદી માગતાં નથી, ધનધાન્યના ભંડારો ભરી દેતી વર્ષા આપણી પાસેથી બદલાની આશા સેવતી નથી · 'ખારો' કહી જેને આપણે નિંદીએ છીએ એ દિલેર સાગરરાણો બદલામા આપણને તો મોતી જ આપે છે, દીપક જાતે જલીને ય જગત ને તો પ્રકાશ જ આપે છે, ધૂપસળી બળીને પણ સૃષ્ટિને તો સુગંધ જ આપે છે અને એના હૈયા પગ નિત્ય પગ ચાપનાર માનવજાતને નગુણી ગણી કઈ મૈયા ધરિત્રી ભૂખે મારતી નથી.!

🔲 ફનાગીરીને સ્વેચ્છાએ વરેલા ફકીરને લાધેલા પરમ સત્યના તારક તરણા આગળ અમીરોના અમીરની અઢળક મ પત્તિનો ડુંગર કઈ વિસાતમા નથી.

🔲 ફૂલો ઓચ્તો કરતા હતા !—રે, અમને એ સૌભાગ્ય મળે, જે કાલે અમમાથી અમુક સુભાગીને સાપડયુ હતુ જનની-જન્મભૂમિની મુક્તિ કાજે સહર્ષ સર્વસ્વ સમર્પી દેનાર સરફરો ગ શહીદવીરની પેલી પુનિત સમાધિ પર પરિમલની કસુબલ અર્પવાનુ !

🔲 ફૂલની ફોરમ ફોર્યા વગર રહેતી નથી, એમ માનવીની માનવ તા પણ મહેકયા વગર રહેતી નથી

🔲 ફૂલની ફોરમ માણવી હોય તો ક ટકના ડ ખ પણ સહેવા પડે.

🔲 બળતામા ઘી હોમાય ને ભડકો થયા વગર રહે, તો પ્રીતિમા ઈર્ષા ભળે ને અનર્થ થયા વગર રહે.

🔲 બધુ જ જાણતો હોવાનુ ગુમાન કરનાર કઈ જ જાણતો નથી !

- બંધન, પછી એ ગમે તે પ્રકારનું હોય, પણ એનો અતિરેક થતાં એ આપમેળે તૂટવાનું ને તૂટવાનું જ. બંધનનો અતિરેક જ નથી શું બંડનો જનક?
- બંધનમાંથી મુક્તિ મેળવવા મથનાર, મુક્તિના બંધનમાં બંધાવા નથી મથતો શું?
- બાહ્ય સૌન્દર્ય તો ભ્રામક મૃગજલ છે; કસ્તુરી તો છે ભીતર મઘમઘતી ગુણિયલ સુન્દરતા!
- બુદ્ધિ એ લાગણીની નૈયાનું સુકાન છે.
- બુદ્ધિ બહુ બહુ તો સન્માન અપાવે, સ્નેહ તો લાગણી વડે જ પામી શકાય.
- બુલબુલે પૂછ્યું: 'ફૂલ, તું ગીત કેમ નથી ગાતું?' 'ગાઉં છું ને!' ફૂલે સસ્મિત કહ્યું, 'મારી સુગંધ જ છે મારું ગીત!'
- બે વસ્તુઓ માનવી પાસેથી ખૂંચવી લેવામાં આવે, તો જીવનમાં રસ જેવી કોઈ ચીજ ન રહે—આશા અને કલ્પના.
- ભક્તિ, પછી એ ગમે તે પ્રકારની હોય, પરંતુ ભક્ત પાસે ભોગ માગે જ માગે!
- ભક્તિ એ લગનીભરી પ્રેમ-શ્રદ્ધાની પાંખડીઓથી દીપતા ભક્તહૃદયરૂપી કમલની વિમલ-મંગલ ફોરમ છે, જે ભગવાનરૂપી ભ્રમરને આકર્ષ્યા વગર રહેતી નથી!
- ભાવ વિના ઉચ્ચારેલ શબ્દો ફોરમ વગરનાં ફૂલ જેવા હોય છે. એમાં નથી હોતી સામર્થ્યની કે અસરકારકતાની ઝલક. એને શક્તિનો નિરર્થક ને નિરુપયોગી વ્યય જ કહી શકાય, જીભને કરવી પડતી વ્યર્થ વેઠ!

- મનરૂપી તિજોરીની ચ્રેમ એ કૂંચી છે.
- મનુષ્ય જ્યારે સંકુચિતતામાંથી વિશાળતામાં પ્રવેશે છે ત્યારે જ એના નવજીવનની ઉષા ઊગે છે.
- મનુષ્યની પ્રાકૃતતા સંસ્કારિતાનો પારસ-સ્પર્શ પામી સામાન્ય જીવનમાંથી અસામાન્યતામાં પ્રવેશે છે-પરિવર્તન પામે છે ત્યારે, બીજમાંથી વૃક્ષ પ્રગટે તેમ, કલાનો આવિર્ભાવ થાય છે.
- મનુષ્યને કેટલીક વાર પોતાના પરાજય કરતાં પારકાનો વિજય વધુ ખૂંચે છે.
- આશા એના લલાટે કુમકુમ-તિલક કરે છે, જે નિરાશાના ભાલે કાજળ લીંપે છે!
- મનુષ્યને મન જેટલો દુર્લભનો મહિમા છે, તેટલો સુલભનો નથી.
- મનુષ્ય સદાય સુખસગવડને જ શોધતો હોય છે અને શોધ તો રહેવાનો—તાપમાં ઊભેલ પશુ છાંયડો શોધે છે, તેમ.
- મહત્તા તો કલગી છે, નમ્રતાના મુગટની
- મહત્તા તો નમ્રતામાં છે—લઘુતામાં નહિ, ગુરુતામાં ય નહિ.
- મહત્તાનું માણેક નમ્રતાની વીંટીમાં જ દીપે.
- મહત્તાનો મિનારો નહિ, મત્તાનો સાગર પણ નહિ—વાંછયો તો હતો સમતાનો કિનારો.
- મહત્તા મેનકા છે, મમતા રાધા છે, અને માનવતા મીરાં!
- મહત્ત્વાકાંક્ષાવિહીન માનવ એટલે પરિમલવિહીન પુષ્પ!
- મહાન બનવા ભલે મથો, પણ મોટાઈના મોહ તથા ગર્વના ગુલામ ન બનતા!

- માણુસ અન્યને એના પોતાના પૂર્વગ્રહ અને રાગદ્વેષથી ઘડાયેલ ગજથી જ માપે છે, સત્યના નહિ
- માણુસ એની પ્રશંસા કરનારને વીસરી જશે, નિંદા કરનારને કદી નહિ
- માણુસ કેવી રીતે મર્યો એ મને કહો, અને એ કેવી રીતે જીવ્યો એ હું તમને કહી દઈશ
- માણુસને જ્યારે પ્યારને બદલે ધિક્કાર સાંપડે છે, ત્યારે પછી એ ખુદ પ્યારનેય ધિક્કારવા લાગે છે અને અન્ય સહુનેય ધિક્કારથી નવાજવા લાગે છે!
- માણુસને પોતાની તસવીર તેમજ આરસી ખૂબ ગમે છે, કારણ કે તે એને હોય એના કરતા કંઈક વધારે રૂપાળો બતાવે છે
- માણુસ પોતાના અભિમાનને સ્વમાન માને છે, અન્યના સ્વમાનને અભિમાન!
- માણુસ પોતાના દોષો પ્રત્યે આંખમિચામણા કરે છે, પારકાના દોષો પ્રત્યે વક્ર દૃષ્ટિ!
- માણુસ પોતાની સફળતાનો યશ-કલશ પોતાની જાત પર ઢોળે છે, ત્યારે પોતાની નિષ્ફળતાનો દોષ ટોપલો પારકા પર અથવા પ્રતિકૂળ સંજોગો પર!
- માણુસ સ્વભાવે દુષ્ટ નથી—સ્વાર્થનો શેતાન એને દુષ્ટ બનાવે છે
- માત્ર ધ્યેય ઉચ્ચ હોય એટલું જ બસ નથી, ધ્યેયસિદ્ધિનો માર્ગ પણ એટલો જ ઉચ્ચ હોવો જોઈએ મંગલ ધ્યેય મંગલ માર્ગે જ સિદ્ધ થવું જોઈએ

- મનરૂપી તિજોરીની પ્રેમ એ કૂંચી છે.
- મનુષ્ય જ્યારે સંકુચિતતામાંથી વિશાળતામાં પ્રવેશે છે ત્યારે જ એના નવજીવનની ઉષા ઊગે છે.
- મનુષ્યની પ્રાકૃતતા સંસ્કારિતાનો પારસ-સ્પર્શ પામી સામાન્ય જીવનમાંથી અસામાન્યતામાં પ્રવેશે છે–પરિવર્તન પામે છે ત્યારે, બીજમાંથી વૃક્ષ પ્રગટે તેમ, કલાનો આવિર્ભાવ થાય છે.
- મનુષ્યને કેટલીક વાર પોતાના પરાજય કરતાં પારકાનો વિજય વધુ ખૂંચે છે.
- આશા એના લલાટે કુમકુમ-તિલક કરે છે, જે નિરાશાના ભાલે કાજળ લીંપે છે!
- મનુષ્યને મન જેટલો દુર્લભનો મહિમા છે, તેટલો સુલભનો નથી.
- મનુષ્ય સદાય સુખસગવડને જ શોધતો હોય છે અને શોધતો રહેવાનો—તાપમાં ઊભેલ પશુ છાંયડો શોધે છે, તેમ.
- મહત્તા તો કલગી છે, નમ્રતાના મુગટની.
- મહત્તા તો નમ્રતામાં છે—લઘુતામાં નહિ, ગુરુતામાં ય નહિ.
- મહત્તાનું માણેક નમ્રતાની વીંટીમાં જ દીપે.
- મહત્તાનો મિનારો નહિ, મત્તાનો સાગર પણ નહિ—વાંછવો તો હવો સમતાનો કિનારો.
- મહત્તા મેનકા છે; મમતા રાધા છે, અને માનવતા મીરાં!
- મહત્ત્વાકાંક્ષાવિહીન માનવ એટલે પરિમલવિહીન પુષ્પ!
- મહાન બનવા ભલે મથો, પણ મોટાઈના મોહ તથા ગર્વના ગુલામ ન બનતા!

※ માનવી એક વસ્તુ મેળવવા મથે છે એ માને છે કે એ વસ્તુની પ્રાપ્તિ એને સુખ ને શાન્તિ આપશે પરંતુ એ વસ્તુ જ્યારે એને મળે છે ત્યારે એનો ઉપભોગ કરવાની એનામા શક્તિ હોતી નથી વસ્તુની પ્રાપ્તિ માટેના પ્રયાસોમા જ એની સર્વ શક્તિ વેડફાઈ ગઈ હોય છે એટલે આખરે એને ઇચ્છિત વસ્તુ તો પ્રાપ્ત થાય છે, પણ એ વસ્તુની પ્રાપ્તિથી એને સુખ ને શાન્તિ મળતા નથી અને પાછી માયાવી લાલસાની મોહિની તો એને લલચાવતી, એના મોહને આકર્ષતી, એની અતૃપ્તિને આમ ત્રતી મોહક રૂપ ધારી સામે ઊભી જ હોય છે અને પાછી મૃગજળ પાછળ ભટકતા મૃગ જેમ મોહાધ માનવની એની એ જ દોડધામ અને પરિણામે પાછુ એનુ એ જ પૃળ પરંતુ લી પણ, એની એ જ અસ તોષની–અતૃપ્તિની આગ ને સુખશાતિ કે સ તોષને બદલે સ તાપના આસુ !

માનવી ક્યારે સમજશે કે સુખનુ મોતી તો સ તોષની છીપમા જ પાકે છે? અને સાચી શાન્તિ, રાગના ત્યાગમા—તૃપ્તિના ત્યાગમાથી જ જન્મે છે ?

※ માનવી કોઈ સારી વસ્તુ જુએ છે, જોઈને આન દે છે, પણ એટલેથી જ એ અટકતો નથી 'એ સારી વસ્તુ મારી બનવી જોઈએ' એવી કામના એનામા જાગે છે અને સઘળાની એવી સઘળી કામનાઓ અહી તૃપ્ત થતી નથી પરિણામે એવી જાગેલી છતા અતૃપ્ત રહેલી કામનાઓ છ છેડાયેલી નાગણો બની ઝેરઝેર વિષ વેરે છે અને સ સારમા સ ઘર્ષો ને સ તાપોની સીમા નથી રહેતી

※ માનવી જ્યારે લગનીભરી શ્રદ્ધાથી પ્રયત્નો કરે છે, ત્યારે એનો પ્રત્યેક પ્રયત્ન સિદ્ધિની સીડીનુ સોપાન બની રહે છે !

◙ માતાનાં વાત્સલ્યવારિ વિના અને પિતાની શીતળ છત્રછાય વગર કેટકેટલાં બાળ-ફૂલો અકાળે કરમાઈ જતાં હશે ?

◙ માનવજીવનમાં મહત્ત્વની વસ્તુ કાળ નહીં, પણ કર્મ છે —અને એમાંય 'કેટલું' નહીં, પણ 'કેવું' એ જ મહત્ત્વનું છે.

◙ માનવતા તો છે માંગલ્યની સુધા-સરિતા !

◙ માનવના મનમાં દેવ પણ વસે છે, દાનવ પણ. આ દેવ જ્યારે પેલા દાનવ પર સંપૂર્ણ વિજય મેળવે છે—માનવ ત્યારે મોક્ષ મેળવે છે.

◙ માનવને બહેકાવી મૂકે તો એ સુખ પણ શાપરૂપ જ નથી ?

◙ માનવ પોતાના એકના જીવનને મીઠું બનાવવા ખાતર, કેટકેટલાં જીવનની મીઠાશ હણતો હશે ?

◙ માનવ ફોટો પડાવવા બેસે છે ત્યારે કેવો બનીઠનીને બેસે છે? પણ નિત્યજીવનમાં, રોજિંદા વ્યવહારમાં એ કેવી રીતે વર્તે છે ? એ કેમ ભૂલી જાય છે કે એના સંપર્કમાં આવતી એકેએક વ્યક્તિઓના દિલદર્પણમાં એની રહેણીકરણીની છબિઓ રોજબરોજ પડ્યે જ જતી હોય છે ? આ દાંભિક વૃત્તિએ જ દુનિયામાં અનેકવિધ દુઃખદર્દો જન્માવ્યાં છે. આપણે ક્યારે સમજીશું કે નૈસર્ગિકતા એ જ મોટી ને સાચી સુન્દરતા છે, અને પતનને નોતરવાનો સહેલામાં સહેલો ઉપાય દંભ જ છે!

◙ માનવ માનવ વચ્ચે મતલબ સંઘર્ષ સર્જે છે, ત્યારે મમતા સમન્વય સાધે છે. સંઘર્ષમાં સંતાપ છે, સમન્વયમાં સુખ.

◙ માનવહૃદયનો તાગ મેળવવો એ શું મહાસાગરના તળિયેથી મોતી મેળવવા જેવું જ કઠિન કાર્ય નથી ?

◙ માનવીએ સિદ્ધિને ઝંખી, સિદ્ધિએ સાધનાને ઝંખી.

- માનવીનું 'અહમ્' ઘવાય અને જે ક્રોધ પ્રગટે, એ ક્રોધ છંછેડાયેલા કાલિનાગ જેવો જ ઝનૂની હોય છે!

- માનવીનું અંતર પણ એક સમરાંગણ જ છે. પરસ્પરવિરોધી વિચારો ને વૃત્તિઓનું તુમુલ યુદ્ધ આ સમરાંગણે સદાય ખેલાતું જ હોય છે. માનવ-મનમાં વસતી દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચેના સતત ખેલાતા આ સંગ્રામમાં દૈવી સંપત્તિ વિજયી થાય છે ત્યારે માનવીનું ઊર્ધ્વીકરણ થાય છે અને આસુરી સંપત્તિ વિજયી થાય છે ત્યારે માનવીનો વિનિપાત થાય છે.

- માનવીને આંખની શરમ ભલે હોય, પણ સત્યને તો ન જ હોવી જોઈએ.

- માનવી બીજાને સલાહ આપવામાં કર્ણ દાનેશ્વરી બની જાય છે; પરંતુ સહાય આપવામાં સાવ કંજૂસ !

- માનવી સામાજિક પ્રાણી ભલે હોય; સહવાસપ્રિય પણ ભલે હોય; પરંતુ કેટલીક વાર એને એકાન્તપ્રિય લાગે છે—ચાર પાંચ દિવસ મિષ્ટાન્ન ઝાપટ્યા પછી સાદું ભોજન પ્રિય લાગે છે, એમ.

- માનવી સ્વપ્નો સેવવામાં રાચે છે, વક્ર વિધિ એના ચૂરેચૂરા કરવામાં !

- માનવે વિચાર્યું, 'દુઃખના કાંટા ન હોત, તો સુખનાં ફૂલની સુગંધ માણવાની કેવી મજા આવત !'
સુખે વિચાર્યું : 'દુઃખ ન હોત, તો મારી કિંમત કોણ આંકત !'

- માનશો ? કંટકોના ડંખ મેં સ્નેહથી સહ્યા, ને મને લાધી કુસુમોની સૌરભ !

માનવી જ્યારે કેવળ રાષ્ટ્રવાદના જ સંકુચિત અને સાંકડા સીમાડામાં બંધાયેલો રહે છે ત્યારે, નથી તો એ પોતાના રાષ્ટ્રનો ઉદ્ધાર કરી શકતો કે નથી તો વિશ્વનો. ભલે એ પોતાના રાષ્ટ્ર પ્રત્યે પ્રેમ ને ભક્તિ દાખવે, પણ એનું સાધ્ય માનવરાષ્ટ્રનો જ વિકાસ ન હોવું જોઈએ. મનુષ્ય પોતાના રાષ્ટ્રની ઉન્નતિમાં ભલે રાચે, પણ એનું ધ્યેય તો સમસ્ત વિશ્વનો ઉદ્ધાર જ હોય. રાષ્ટ્રપ્રેમ કરતાં વિશ્વપ્રેમ ઉચ્ચતર છે અને વિશ્વોદ્ધારમાં, રાષ્ટ્ર વિશ્વનું એક અંગ હોવાથી, રાષ્ટ્રોદ્ધાર સમાઈ જાય છે. એટલે પ્રત્યેક રાષ્ટ્રના નાગરિકે પોતાના રાષ્ટ્રના જ ઉદયમાં નહિ, પણ અખિલ વિશ્વના કલ્યાણ કાજે મથવું જોઈએ—વિશ્વબંધુત્વનો માળો તો બની રહે, વિશ્વશાંતિનું સ્વપ્ન તો સિદ્ધ થાય!

માનવીના જીવનમાં એક પળ એવી આવે છે, કે જે અખિલ જીવનવહેણ બદલી નાખે છે. રત્નાના જીવનમાં એવી પળ આવી ને એ વાલ્મીકિ બન્યો, સિદ્ધાર્થના જીવનમાં એવી પળ આવી ને એ બુદ્ધ બન્યા, ગાંધીજીના જીવનમાં પણ એવી જ પળ આવી ને બૅરિસ્ટરને મહાત્મા બનાવી ગઈ. પારસમણિ સમી આવી તારક પળ માનવજીવનમાં માત્ર એક જ વાર આવે છે અને ઝવેરી બની જે એ પળને પારખી લે છે, એનો પૂરેપૂરો ઉપયોગ કરે છે, એ તળેટીમાંથી ટોચે જઈ પહોંચે છે—જીવન એનું લોહ મટી કંચન બની જાય છે!

માનવીની અશક્તિ ઢાંકવાની વૃત્તિ જ સંજોગોને 'પ્રતિકૂળ'નું લેબલ લગાવે છે!

માનવીની ત્યાગ કરવાની શક્તિ જ એની મહત્તાની પારાશીશી નથી?

◙ મંગલ કાર્યમાં ક્યારેય મોડું થતું નથી!

◙ મેઘધનુષ્ય અને માનવજીવન! મેઘધનુષ્યના રંગો ક્ષણિક છતાં મોહક! માનવજીવનના રંગોની ક્ષણભંગુરતા તો સર્વ-વિદિત છે, અને છતાં એની માહિનીથી કોણ મુક્ત છે? આકાશને સુંદર–સુહાગી બનાવતા મેઘધનુષ્યના એ વિવિધ-રંગી રંગતોરણની ગૂંથણીનું પૃથક્કરણ કરવું સર્વદા સુલભ નથી. તો માનવના બહુરંગી જીવનતોરણના રંગો-શા વિચારો, ભાવનાઓ, સ્વપ્નો, સંવેદનોની ગૂંથણી વળી ક્યાં ઓછી અટપટી છે?

◙ મેઘમલ્હારના બાગને પામતાં પહેલાં દીપક રાગની આગમાં જલવું પડે!

◙ મેઘ માત્ર ગરજ્યા જ કરે ને વરસે જ નહિ, એમ માનવી પણ કહે ઘણું ને કરે નહિ કંઈ, તો એ શું કામનું?

◙ મોટા ભાગના મનુષ્યોને ખરેખર તો પાપ કર્યાનો નહિ, પણ પાપ પ્રગટ થઈ જાય એનો જ ભય હોય છે. પાપ કરતાં તેઓ ડરતા નથી, ડરે છે માત્ર પાપ પ્રગટ થતાં, એમની પ્રતિષ્ઠા ધૂળમાં મળી જાય એથી.

◙ મોત એ કંઈ જીવનનો અંત નથી, પણ છે નવજીવનનું પ્રભાત!

◙ મોહ અને પ્રેમ, અનુક્રમે, કાગળનાં અને કુદરતી ફૂલ જેવાં છે.

◙ મોહની નિંદા કરવાનો મોહ, નિર્મોહી પણ છોડી શકતા નથી!

◙ યુદ્ધ એટલે માનવીની કબર પર હિંસાનું પાશવી તાંડવ!

◙ યુવાનીની નાવડીના સઢ અને સુકાન આ છે · શિસ્ત અને સંયમ!

❖ માનશો ?—તમારી વેદના જ તો છે તમારા વિકાસની ગુરુ-ચાવી !

❖ માનશો ?—સંતોષ છે કુબેર-કોષ !

❖ મારી મન-મુરલીએ મુરારિ, તવ પ્રેમ-ભક્તિનાં ગીત ગુંજે —સદા ગુંજે !

❖ મા વિનાનું બાળક એટલે ફોરમ વગરનું ફૂલ—ઝંકાર વગરનો તાર !

❖ મુગટ મસ્તક માટે છે, મસ્તક મુગટ માટે નથી.

❖ મુગ્ધ ભલે થાઓ, કિન્તુ લુબ્ધ ન થતા.

❖ મુત્સદ્દીઓ માત્ર કોકડું ઉકેલતા જ નથી, ગૂંચવે પણ છે !

❖ મુશ્કેલીઓના સાગરનું ધૈર્યથી મંથન કરે, આનંદનાં અમી એને લાધે !

❖ મુશ્કેલીઓના મહાસાગરમાંથી પણ મરજીવાઓએ તો મહા-સુખનાં મંગલ મોતી જ મેળવ્યાં છે.

❖ મીઠાશ મેં માગી નથી, મેં તો જીવનમાં સદા ખાટાશ જ વાંછી છે—મનના કાટનો નાશ કરતી ખાટાશ !

❖ મેઘધનુષ્ય અને માનવજીવન : કોણ ઉકેલશે એના રંગો ? વર્ષાનું પ્રતીક એ મેઘધનુષ્ય ! વર્ષા રમ્ય રૂપ ધારી વિશ્વની અન્નપૂર્ણા ય બની શકે, અને રુદ્ર રૂપ ધારે તો માનવજીવન કલ્યાણકારી ય બની શકે, અને ધારે તો વિનાશકારી પણ !—વર્ષાના રમ્ય પ્રતીક મેઘધનુષ્યનો એ સંદેશ અને એ જ એના રંગોનું રહસ્ય ! એ સંદેશને જે ઝીલે, એ રહસ્યને જે જાણે, એ મર્મને જે ગ્રહે—માનવજીવન અને મેઘધનુષ્યના રંગો એ ઉકેલી શકે !

- રાત્રિ આવે છે અને ચાલી જાય છે એ માનવી હંમેશાં જુએ છે, છતા, સમજાતું નથી, શા માટે આપત્તિ આવે છે અને એ આટલો બધો ત્રાસી જાય છે ?
- રાહુ અને શનિને પણ ટપી જાય એવો કોઈ ગ્રહ હોય તો એ છે—'પૂર્વગ્રહ' !
- રૂઢિ માટે માનવ નથી, માનવ માટે રૂઢિ છે—ખાનપાન માટે જિંદગી નથી, જિંદગી માટે ખાનપાન છે, તેમ.
- રૂપ જ્યારે કુરૂપને ધિક્કારે છે, ત્યારે એ વીસરી જાય છે કે કુરૂપને ધિક્કારવા જેવુ એકે કુરૂપ નથી !
- રૂપ એ પુષ્પ છે, પણ ગુણ તો પરિમલ છે
- રે મુસાફિર ! વીતી રાત ને ઊગ્યું પ્રભાત—હવે તો જાગ !
- રે, સફલતા ! તું કયા વને છે ?' મે પૂછ્યું.
  ને ઉત્તર મળ્યો મને—
  'હુ તો, ભાઈ, પુરુષાર્થના પુષ્પમા વસતી સુગંધ છુ !'
- રોગીનું દૃઢ મનોબળ એ કોઈ પણ રોગનુ ઉત્તમ ઔષધ છે
- લગન અગન બનીને ભભૂકી ઊઠે, પછી સિદ્ધિરૂપી ઘી પીગળ્યા વગર ક્યા સુધી રહી શકે ?
- લગ્ન એક એવો કામણગારો કૂવો છે કે એની અંદર પડેલા બહાર આવવા મથે છે અને બહાર રહેલા અંદર પડવા તલસે છે !
- લગ્નજીવનને સુખી અને સફળ બનાવવાની ચરમ ચાવી એ : સ્નેહ અને સહનશીલતા !
- લજ્જા એ લાવણ્યના મોતીની જ્યોતિ છે !

◻ યુવાની એ જીવનની વસંત છે વસંતના આગમને જેમ સમષ્ટિમાં નવચેતનનો સાગર લહેરાવા લાગે છે, તેમ જીવનમાં પણ યૌવનના આગમને પ્રફુલ્લતા ને પલ્લવિતાનો, ઉલ્લાસ ને થનગનાટનો ઉદધિ ઉછળી રહે છે સંયમની ખરી જરૂર આ કાળમાં પડે છે ઊછળતા, થનગનતા અશ્વ શા યૌવન માટે તે લગામની ગરજ સારે છે, એને બેકાબૂ બનતા વારે છે, અને યૌવનની તરવરતી ઉત્સાહઘેલી શક્તિને સુમાર્ગે વાળે છે આ કાળમાં જે સ્થૈર્ય ને સંયમ દાખવે છે તે જ વાસંતી કોકિલા શી યૌવનરંગી ચેતનાના પંચમ સૂરનો દિવ્ય હ્રાસ સાચી રીતે માણી શકે છે

◻ વ્યક્તિ કરતા સમાજ મહાન છે, સમાજ કરતા રાષ્ટ્ર મહાન છે, રાષ્ટ્ર કરતા વિશ્વ મહાન છે, પરન્તુ સત્ય તો સર્વોચ્ચ છે

◻ વ્યસનમાં ફસાવાનું છે, જે તંદુરસ્તીની સીતાનુ હરણ કરે છે

◻ રસની ગાગર માગી હતી, તકનો નાગર નહિ

◻ રવિ શશીની રોશનીના રંગરશ્મિએ તો સહુ રીઝે, સાર તો મીણબત્તીના ત્યાગતેજે ન્હાવું—ત્યાગતેજે ન્હાવું !

◻ રામનું નામ લઈ પોતાના રાવણી કામ પર રૂપેરી ચાદર ઓઢાડનારાને તમે ધર્મિષ્ઠ માનો છો ? ભલે માનો ! પરંતુ એટલું પણ સાથેસાથ નક્કી માનજો કે ધર્મને રસાતળ પહોંચાડવાનો રાજમાર્ગ પણ એ જ છે

◻ રાષ્ટ્રને અત્યારે જેટલી જરૂર કુશાગ્ર નેતૃત્વની છે, એટલી જ જરૂર જાગૃત નાગરિકત્વની છે

◻ રાહુ બહુ બનું તો થોડા સમય માટે ચંદ્રને ગ્રસશે, કિન્તુ શશીની ચંદન-સુધાને નષ્ટ નહિ કરી શકે !

❖ વાત્સલ્ય એ માતાની હૈયા–છીપમાં પાકતું મહામૂલું મંગલ મોતી છે.

❖ વાત્સલ્ય અને પ્રીતિ એ સ્ત્રીના જીવનવર્તુલનાં કેન્દ્ર અને ધરી છે.

❖ વિજ્ઞાન જીવનને સરળ, સુખી ને સમૃદ્ધ બનાવવા માટે છે; જીવનમાં રહેલા સારતત્ત્વને, રસાનંદને, ચેતનોલ્લાસને હણવા માટે નહિ. જીવનને નીરસ ને નિરાનંદ, યાંત્રિક ને ભારરૂપ બનાવે તો વિજ્ઞાનનો ખપ શો? વિજ્ઞાનનું કર્તવ્ય કદી વિનાશ ન હોઈ શકે—ન હોવું જોઈએ; માનવજાતનું માંગલ્ય, વિશ્વનું કલ્યાણ—એ જ વિજ્ઞાનનું એકમાત્ર ધ્યેય હોઈ શકે–હોવું જોઈએ. સંહાર નહિ, પણ સર્જન જ વિજ્ઞાનનો સાચો ધર્મ હોઈ શકે અને એ ધર્મની બજાવણીમાં જ વિજ્ઞાનનું શ્રેય છે, ને અખિલ વિશ્વનું પણ. વિજ્ઞાનનો વિનાશાત્મક નહિ, પણ વિકાસાત્મક ઉપયોગ જ વિશ્વશાન્તિની પતિતપાવન ગંગાનું પૃથ્વીને પાટલે અવતરણ કરી શકશે.

❖ વિચાર, વાણી અને વર્તન એ માનવહૃદયની અભિવ્યક્તિ-ત્રિવેણી છે. વાણીમાં ન પરિણમતો વિચાર વ્યર્થ, વર્તનમાં ન પરિણમતી વાણી પણ વ્યર્થ. માનવ પ્રથમ વિચારે, પછી એ વિચારને વાગોળે—આમ ઘૂંટાઈ ઘૂંટાઈ ને એ વિચાર વાણીના વાહન દ્વારા વ્યક્ત થાય અને વાણી દ્વારા વ્યક્ત થતો એ વિચાર આખરે વર્તનના ત્રીજા તબક્કામાં પ્રવેશે તો જ વાગોળાતો એ વિચાર ને વ્યક્ત થતી એ વાણી સાર્થક બને. આ ત્રણે તબક્કાનું–આ ત્રિવેણીનું સ્વરૂપ સુવિચાર, સત્યવાણી ને સદ્વર્તન હોય તો માનવના જીવનવિકાસનાયે એ ત્રણ તબક્કા જ બની રહે—માનવજીવન પણ મંગલ પ્રયાગ બની રહે!

- વિઘ્નના ભયથી કાર્યનો આરંભ જ ન કરનાર ભીરુ છે, કાર્યનો આરંભ કરી વિઘ્ન આવતાં અટકી જઈ સલામતી શોધનાર વ્યવહારુ હશે, પણ વીર તો એ જ છે, કે જે વારંવાર આવતાં વિઘ્નોને હઠાવી આરંભેલા કાર્યને આખર સુધી વળગી રહે છે, અને અંતે કાર્યસિદ્ધિને વરીને જ જંપે છે
- વિજય તમારામાં ગર્વ પ્રેરે તો એ તમારો પરાજય જ છે ને પરાજય પણ તમારામાં નિરાશા ન જન્માવે તો એ તમારો વિજય જ છે
- વિજયની બીજલેખાને મસ્તકે ધારતાં પહેલાં કંઈક વાર પરાજયની ભસ્મને શરીરે ચોળવી પડે છે
- વિજયીની અભિમાનના અંજનરહિત આંખો અને પરાજિતની પરિતાપના પડળરહિત આંખો જોઉં છું, અને આંખક્યારી મારી અશ્રુજલે છલકાઈ ઊઠે છે—આનંદના અશ્રુજલે!
- વીજળી પ્રકાશ પણ આપે અને દઝાડેય ખરી, પાણી જિવાડે ને ડુબાડેય ખરું, પરિણામનો આધાર એનો ઉપયોગ કરવાની રીત પર છે
- વીતેલા દુઃખની વાત કરતાં માણસ એક પ્રકારનું સુખ અનુભવે છે
- વિદ્યા એ વીંટી છે, જે વિનયના નંગ વડે જ દીપે છે
- વિનમ્રતા એ વિકાસની પગદંડી છે
- વિમલ આનંદ એ જીવનનો મંગલ પ્રાણવાયુ છે
- વિલાસ અને વિકાસને સર્વદા બારમો ચંદ્રમા હોય છે
- વિશ્વનું વૃંદાવન આજે અણુશસ્ત્રોના સર્વભક્ષી કાલિનાગને નાથી શકે એવા આત્મબળના કનૈયાને ઝંખી રહ્યું છે

- વૃક્ષનું મૂળ એ મૂંગી અને નિષ્કામ સેવાનું હૂબહૂ પ્રતીક છે.
- વેર બાંધવું જ હોય તમારે, તો ભલે, બાંધો !—પણ સ્વયં વેર સાથે જ, હો !
- વેરના વિષનો સાચો ઉતાર પ્રેમનું અમી જ છે.
- વેરનો વડવાનલ વિવેકના વનને ભસ્મીભૂત કર્યા વગર કેમ રહે !
- વ્યક્તિએ વિકાસ સાધવો હોય તો એણે એક વસ્તુને તો નિર્મૂળ કરવી જ રહી, અને એ છે એના હૈયામાં ઘર ઘાલી બેઠેલી લઘુતા !
- વ્યક્તિઓને કુસુમકલિઓ ગણીએ તો સમાજ એ કુસુમ-કલિઓને સંકલિત રાખતો દોરો છે અને ઉભયના એકત્વમાં, અવિભાજ્યપણામાં, મિલનમાં જ ફૂલમાળાની શોભા સમાયેલી છે.
- શક્તિની વીણાનો ઉપયોગ તો સેવાના સૂર છેડવા માટે જ થવો જોઈએ.
- અંતરે જ્યારે અહંકારનાં અંધારાં છાઈ રહે છે ત્યારે અધઃપાતને આકર્ષક આમંત્રણ મળી રહે છે.
- શંકા અને ઈર્ષા ! સ્નેહની સૂરીલી બંસરીને બસૂરી બનાવવા માટે આ જોડીએ નામ કાઢ્યું છે !
- શંકાની જાળમાં બુદ્ધિ ફસાય છે, શ્રદ્ધા નહિ.
- શાન્તિને પણ પોતાની વિજયગાથા હોય છે, અને યુદ્ધની વિજયગાથા કરતાં એ ગૌરવભરી ને કલ્યાણકારી હોય છે.
- શાન્તિમય સહઅસ્તિત્વ એટલે દૂધમાં સાકર !
- શીલ વગરનું સૌંદર્ય એટલે પરિમલ વગરનું પુષ્પ !

- વિકારી બુદ્ધિની મૈત્રી જામતા સાત્ત્વિકીની ભોળી પવિત્રી ઘણી વાર ફસાઈ જાય છે

- શરદ પૂનમની રઢિયાળી રાત હોય, નટખટ કનૈયા પેઠે ચંદ્રમા રૂપલા આકાશમાંથી દૂધની મટુકીઓ પૃથ્વી પર ઢોળી રહ્યા હોય, સનાતન સ્નેહના નગમેરમરમાં કંડારાયેલ કલાત્મક શિલ્પ-કાવ્ય સમોવડો 'તાજ' ભવ્ય પ્રેમની અમર ગાથા કહેતો હોય, જમુનાની કાળીભમ્મર કામણગારી જલગોપિકાઓ રાસે રમતી હોય, વાતાવરણ શાન્ત છતાંયે રસમસ્ત હોય અને એવે પવનપાવડીએ ચડી, રાતરાણીની મસ્ત ખામ રતી સુરભિના નગાથમાં ક્યાંકથી મુરલીધરની મુરલીની યાદ આપતો-વાતાવરણને વૃંદાવન બનાવી મૂકતો-માધુરીની મટ્ટીઓ રેલાવતો બંસરીનો સૂર-મયૂર વહી આવે અને મન-મયૂર તમારો થનગની ઊઠે—સૂર-સમાધિમાં લયલીન બની જાય—અનુભવનો આવો રત્નદીપ અંતર-કોડિયે તમારે કદી પ્રકાશ્યો છે? તમારા જીવનાકાશે આવી શરદપૂર્ણિમા કદી માણી છે?? જિંદગી એની અમાવસ્યા છે, જેના જીવન આભે આવા અપૂર્વ અનુભવનો પૂનમચાંદ કદી ઊગ્યો નથી!

- શૈશવ, યૌવન અને વૃદ્ધત્વ જીવનનાટકના ત્રણ અંકો જાણો!

- શોધના ચમત્કાર જરૂરિયાતના તારમાંથી જન્મે છે

- શોષકો અને શોષિતો અસમાનતાએ સર્જેલા બે વર્ગો! એક છપ્પન ભોગ આરોગે, બીજો રોટી માટે કાચનવર્ણી કાયાને કષ્ટની ઘંટીમાં પીસે, છતાંયે રોજ લોટ ન પામે,—એક મખમલ-રેશમના જરિયાન વસ્ત્રોથી દેહ દીપાવે, બીજાને દેહ ઢાંકવા પૂરતું પણ ચીથરું ન મળે,—એક ગગનચુંબી શીશમહેલોમાં મોજ માણે, બીજાને ઝૂંપડીનો આશરો પણ ન

મળે;—એક હળવોફૂલ બની નિતનવી મોટરમાં મ્હાલે, બીજો અસહ્ય બોજો ઊચકી પરસેવો પાડે;—એક બેઠો બેઠો, બસ ભોગવ્યા કરે, બીજો લોહીનું પાણી કરી પેદા કરે !—અસમાનતાની આગે જલાવેલી કોટિ કાંચનવર્ણી કાયાને કોલસા કરી ભરખી જતી શોપણની આ શિકારી ભઠ્ઠીએ જગતને જાણે કતલખાનું બનાવી મૂક્યું છે. બીજાનો જીવ લઈને જીવવાની આ ઘાતકી વિષવૃત્તિએ—પારકાની કબર પર પોતાના શીશમહેલો રચવાની આ દાનવી બુભુક્ષાએ ત્રાસી ઊઠેલા શોષિત વર્ગે પોતાના રુધિરની રૂસનાઈથી લખેલી આમંત્રણ–પત્રિકા ક્રાન્તિને પાઠવી દીધી છે અને ક્રાન્તિએ પરનેવાના કાગળ પર, અશ્રુની કલમે ને લોહીના અક્ષરે લખાયેલ પીડિતોની એ પત્રિકાને સ્વીકારી છે ને એ વીજળી વેગે આવી રહી છે. આવનારી એ ક્રાન્તિને આવકારવા બે બળો મથી રહ્યાં છે. એક બળ એ ક્રાન્તિ રુધિરફુવારા વેરતી આવે એ માટે લોહીનું પાણી કરેલ છે; બીજું બળ એ શાન્તિને સર્વમંગલા ગંગાધારા રેલતી આવે એ માટે ભગીરથ સાધના કરી રહેલ છે અને આ ભગીરથ સાધનાના તારક વિજયમાં જ વિશ્વમાંગલ્ય સમાયું છે.

- શૌર્યનો શિરપેચ ધૈર્યના મયૂરપિચ્છ વડે જ શોભે.
- શ્યામ વાદળને ય રૂપેરી કોર હોય છે, ને એ છે જીવન–સંજીવની આશા !
- શ્રદ્ધા અને પુરુષાર્થની પાંખો સાબૂત હોય, સાફલ્યના ગગનમાં તો ઊડી શકાય !
- શ્રદ્ધા ફળ્યા વગર રહેતી નથી એ ખરું, પણ શરત એટલી કે એ શ્રદ્ધા હોવી જોઈએ સમજપૂર્વકની, સાચી અને અખંડ.

- શ્રદ્ધાની ફળદ્રુપ ધરતી પર જ્યારે મોકળે મને સાધના શ્રાવણ-ભાદરવો વર્ષે છે, ત્યારે સિદ્ધિની હરિયાળી લહેરાઈ ઊઠે છે.
- શ્રી અને સરસ્વતીને બનતું નથી એ માન્યતા આપણી એમની નહિ !
- સર્જન, સ્વાર્પણ અને સેવાના આનંદ સમાન સંસારમાં એ આનંદ નથી.
- સર્વ દુર્ગુણોનો સ્વામી કોણ ?—તો કે' : દંભ ! સર્વ સદ્ગુણોનો સ્વામી કોણ ?—તો કે' : અભય !
- સસ્તી પ્રસિદ્ધિ નહિ, મને તો સંઘર્ષ પછીની સિદ્ધિ ગમે.
- સહનશીલતાની સરિતાને પણ કિનારાની સીમા હોય છે !
- સહનશીલતા સંયમની દુલારી છે, નિર્બલતાની સહચરી નહિ
- સહુ કોઈને સુંદર દેખાડતો આરસો : કેટલો મોહક ને છતાં કેટલો ભ્રામક ? પણ આરસઘેલો માનવ ક્યારે સમજશે, એવું સાચું પ્રતિબિંબ એના આચારવિચારરૂપી આરસામાં પડે છે ? અને એને મોહક બનાવવું કે દાહક, એ પણ એ ઉપર જ અવલંબે છે ?
- સઘળાં ગામડાં 'ગોકુલ' બને—ભારત તો 'સ્વર્ગ' બને !
- સમયની સમજપૂર્વક કરકસર કરતાં શીખો, અને પછી જિન્દગી તમને ચાર દિનની ચાંદની નહિ લાગે.
- સત્તા જ્યારે સેવાને ભૂલી જાય છે ને સીતમને યાદ કરે છે ત્યારે ક્રાન્તિ જનતાને સાદ દે છે !
- સત્તાના સાફાનું છોગું ગુમાનનું હોય છે !

સર્જનકાળથી આપણા ઉપર છત્રછાયા પેઠે ઝળુંબી રહેલો વિશાળ ગગન–ચંદરવો અને સદીઓથી આપણે આંગણે અવિરામ ગાન ગાતો ગંભીર સાગર આપણને શું શું શીખવી રહ્યાં છે, એનો આપણે સ્થિરતાથી, ગંભીરતાથી કદી વિચાર કર્યો છે ખરો ? માંગલ્ય અને ઔદાર્યથી ભરીભરી, તેજઅમી વર્ષતી તારાટીપકીની ભાતવાળી એ આકાશી અનંત છત્રછાયા અને ગાંભીર્યભર્યું ને સંયમશોભન એ પ્રેરક સાગરગાન સંકુચિતતાનો, છીછરાપણાનો પરિત્યાગ કરી, માનવહૃદયને આકાશ સમું વિશાળ અને સાગર સમું ગંભીર બનવાનો પ્રેરક-મંગલ સંદેશ શું નથી આપી રહ્યાં ?

માનવજાતનું કલ્યાણ, એ તારક સંદેશને હૃદયપૂર્વક ઝીલી જીવનમાં ઉતારવામાં જ સમાયેલું છે.

- સત્તા મીનપિયાસી છે, જનતા જલ–સરિતા !

- સત્તા અને મત્તા ચાર દિનની ચાંદની છે, સેવા અને માનવતા માંગલ્યની ધ્રુવતારલી !

- સત્ય એક એવો સૈનિક છે, જે કોઈ પણ સંગ્રામમાં કદી હારતો નથી.

- સત્તાના રાજમહેલ કરતાં સેવાની મઢૂલી સારી.

- સત્તા થોડી તેમ રૂઆબ ઘણુ !

- સત્યમાં તથ્ય હોય છે જ; પરન્તુ તથ્યમાં સત્ય હોય જ એમ દાવા સાથે કહી ન શકાય.

- સત્ય નથી તો કદી છાનું રહેતું, કે નથી તો કદી જૂનું બનતું —જેમ સૂર્ય નથી ઢંકાતો, કે નથી તેજ એનું લોપાતું.

- સહુ પોતપોતાની નર્વ શક્તિ મતિ પ્રમાણે સાચા દિલથી પૂર્વક સમષ્ટિના સામુદાયિક શ્રેય કાજે સ્વાર્થ મૂકી ભ્રમ અને મોહ તથા લોભ ત્યાગી પોતાની ખરેખરી જીવનજ યાત પ્રમાણે જ ફળ મેળવે—સંસારના બધા વાદો, ને સંતાપોને નિવારવાનો આ જ એકમાત્ર રાજમાર્ગ તન્ત્રોપાય છે
- સંયમ સુખકર છે, વિલાસ દુઃખકર છે, પણ સંયમનો દંભ વિનાશકર છે
- સંવર્ધનના ભંડારની ગુરુચાવી તો છે સમર્પણ, સંચય નહિ
- સંસારના બધળા સંતાપો શમાવે એવું એક સ્થળ સંસાર છે ખરું અને તે છે માના ખોળો !
- સંસારને દુઃખનું ઘર ગણનારા પણ એને સુખેથી છોડી શક નથી !
- સંસારમાં જેટલા માણસો છે એટલા પ્રમાણમાં માણસા નથી, અને માણસાઈની આ અછતને અંગે જ સંસાર સંતાપોની છત છે
- સંસારનો સૌથી મોટો શ્રીમંત કોણ ?'—'સર્વસ્વ ત્યાગી
- સંસારમાં સહુને બસ મહત્તા જ મેળવવી છે, પણ પાત્ર કેળવવી નથી, અને સંઘર્ષની સુરંગને આમાંથી ચિનગારી સાંપડી રહે છે
- સંહાર કરતા પહેલા, એનાથી સરસ સર્જન કરવાનું તમારા મા સામર્થ્ય છે કે નહિ એ વિચારી લેજો !
- સંકટ પછી સુખ સાંપડે છે, એ સિદ્ધાંતમાં નથી માનતા રજની પછી ઉષા ઊગે જ છે, એ સત્યમાં તો માનો છો ને ?

- સંકટોના ચાબખા માનવીની સુષુપ્ત શક્તિઓને જાગૃત કરે છે.
- સંકલ્પની સાર્થકતા એને સક્રિય સ્વરૂપ આપવામાં જ સમાયેલી છે.
- સંગ્રહ એ લોહચુંબક છે, જે લૂંટરૂપી લોહને આકર્ષે છે.
- સંપત્તિરૂપી માતા આવે છે ત્યારે સાથે સાથે સંતાપરૂપી સંતાનો પણ લાવે છે.
- સાગરને મળવા વેગે વહેતી સરિતાને કાંઠાની પાષાણશિલાએ કટાક્ષ કરતાં પૂછ્યું : 'સાગર–મિલન કાજે આટલી ઉતાવળ શાને ? સાગર–સંગમની આટલી ઝંખના શા માટે ?'

  ગતિના રૂમઝુમતા નૂપુરઝંકાર-શો સરિતાએ પ્રત્યુત્તર આપ્યો: 'સમર્પણમાં જ જીવનસાર્થક્ય છે, બેની !....ને કા'નાની વાંસળી વાગે—એનાં સૂરનોતરાં આવે, પછી ભલા રાધા પગ વાળીને પળભર પણ બેસી રહી શકે ખરી ?....અનુરાગની–આત્મવિલોપનની અભિસારિકા માત્રનું તેવું જ છે !....'
- સાચા સૌન્દર્યનું કર્તવ્ય છે સર્વત્ર સૌન્દર્યનાં ગુલાબ વેરવાનું—કુરૂપના કાજલને ય એણે રૂપના કુમકુમમાં પલટાવવું રહ્યું, અને એય પાછું પ્રેમથી !
- સર્વસ્વ સમર્પણ કરતાંય રે, કેવળ આટલી કૃપા કરે—નયનમાં મારા નંદલાલ નિવાસ કરે !
- સાચી સુન્દરતા નૈસર્ગિકતાની આરસીમાં વસે છે—'મેક-અપ'ના 'શો–કેઈસ'માં નહિ !
- સાચો કવિ તો એ જ છે, જેનું જીવન જ એક અખંડ કાવ્ય હોય.
- સાચો પ્રેમ એ ત્યાગના માનસરોવરે વિહરતો રાજહંસ છે.

- સાધના જેવી અદ્ભુત ગણી તમોને મળી છે, છતાં તમે મૂક છો, ને પેલી સિદ્ધિની રાધા ક્યારની તમારા શુભ-મિલનની પ્રતીક્ષા કરી રહી છે!

- સમૃદ્ધિના કુબેર-ભંડાર કરતાં સંતોષનું ગંગાજલ-મંદિર શ્રેષ્ઠ

- સૌન્દર્યદર્શને સહુ મુગ્ધ થાય છે, કલાદર્શને આનંદ અનુભવે છે, પણ સૌન્દર્ય ને કલાને સુરૂપ આપવા પાછળ કરવામાં આવેલી કપરી સાધનાનો કોઈએ કદી વિચાર સરખો ય કર્યો છે? એમના વિકાસ માટે કોઈએ કદી પ્રયત્ન કર્યો છે? કેવળ શબ્દોમાં સમાઈ જતી પ્રશંસા નિરર્થક અને નિરુપયોગી જ છે એ જ્યારે કાર્યમાં પરિણમે છે ત્યારે જ એની સાર્થકતા ને ઉપયોગિતા સિદ્ધ થાય છે સૌન્દર્ય અને કલાના સર્વાંગી વિકાસ માટે આવી સમજપૂર્વકની, સહાનુભૂતિભરી અને સક્રિય પ્રશંસા-સહાય જ પ્રેરક, પ્રોત્સાહક અને પોષક નીવડે

- સાર્વજનિક શ્રેયની વેદી પર વૈયક્તિક સુખભોગની આહુતિ આપવામાં વ્યક્તિગત વીરતા તો છે જ, પણ સાથેસાથે સમૂહગત પ્રગતિ પણ છે

- સાહસના આનંદબિંદુને ગુમાવીને સલામતીના સિંધુને કોણ વાંછે?

- સાહિત્ય અને જીવન પરસ્પરાવલંબી અને પરસ્પરોપકારી છે સાહિત્ય જીવનમાંથી પ્રેરણા ઝીલે છે, જીવન સાહિત્યમાંથી ઉભય પરસ્પરની પ્રગતિ માટે પ્રયત્નશીલ બને તો બન્નેનો વિકાસ સધાય અને પૃથ્વી પર સ્વર્ગ ઊતરે સાહિત્ય જીવનને ન ભૂલે, જીવન સાહિત્યને ન વીસરે

※ સાહિત્યનો શશી સર્વદા જીવનસૂર્યમાંથી રોશનીની લાલી અને પ્રેરણાની ગુલાબી મેળવે છે.

※ સાંભળનારના હૈયાને અપૂર્વ રસોર્મિથી ડોલાવી પોતાનું કરી લે, વાણીની એવી ચુંબક-શક્તિ, વાણીનું એવું વશીકરણ સમું માધુર્ય, વાણીની એવી મુરલીનાદ સમી કામણગારી મોહિની મેં તો માગી હતી. તેં એ ન આપી, ને મેં મૌન માગી લીધું. લુખખાફીક્કા શબ્દોના અર્થહીન કચાને હોઠ ને જીભના યંત્રમાં કચડવાની નિરર્થક શુષ્ક ક્રિયાને તો હું શું કરું ?

※ સીતાહરણ થાય નહિ, ને રાવણ મરે નહિ, દ્રૌપદીનાં ચીર સાથે ચેડાં થાય નહિ, ને કૌરવોનો ક્ષય થાય નહિ. ઈશ્વરી સંકેત અનુસાર અમંગલના ગર્ભમાં યે માંગલ્યરૂપી શિશુ રહેલા જ હોય છે, કુરુક્ષેત્રનાં કાળાં વાદળો પાછળ રહેલી 'ગીતા'ની મંગલ બીજરેખા પેઠે!

※ સિદ્ધિની વર્ષા રીઝશે તો, રીઝશે સાધનાના મલ્હાર-સૂરે; કામનાના મયૂર-ટહુકારે નહિ!

※ સિદ્ધિ, પછી એ ગમે તે પ્રકારની હોય, પણ જો એ માનવતાનો ભોગ માગે તો બહેતર છે કે, એ સિદ્ધિનો જ ભોગ આપવો! કારણકે માનવતા પોતે જ મોટામાં મોટી સિદ્ધિ છે.

※ સિંધુ સમાન નિષ્ક્રિય સિદ્ધાંત કરતાં, બિંદુ સમાન સક્રિયતા સારી.

※ સેવાના એકમાત્ર ઉદ્દેશથી જ જે જન્મે, જેનું જીવનસમસ્ત જ એક અખંડ સેવાયજ્ઞ સમાન હોય અને જતું મૃત્યુ ય જીવનભરના સેવાયજ્ઞની વેદી પરની આખરી આહુતિ સમાન જ હોય—એને જગત કેમ ન પૂજે? કેમ ન વંદે?

❖ સૂર્ય પ્રકાશ આપે છે, ચંદ્ર ચાંદની રેલે છે, વૃક્ષો શીતળ છાયા ને મીઠાં ફળો આપે છે, ફૂલો ફોરમ આપે છે, પક્ષીઓ ગાય છે, વાદળાં વર્ષે છે, ધરતી ધાન્ય પકાવે છે અને પશુ સ્વાર્થ નિઃસ્વાર્થ ઉપકારની ભાવનાને રજમાત્ર પણ જોયા વિના, બદલાની તલપૂર પણ અપેક્ષા રાખ્યા વગર આ બધાં પોતપોતાનો ધર્મ અચૂકપણે બજાવ્યે જાય છે ત્યારે આ બધાથી શ્રેષ્ઠ હોવાનો દાવો કરતો માનવી કેમ આટઆટલો સ્વાર્થી હશે ? વળી, આ બધું જોયા–જાણ્યા છતાં, કુદરતની શક્તિના હુન્નરો અંગે માનવી આવડત લેખે છે, એ શું એના ધણીનીયે અન્તર્યામી નથી ?

❖ સુવાળપ પ્રગટાવતું સુખ એ દુઃખ છે સહનશક્તિને ઘડતું દુઃખ એ સુખ છે

❖ સ્નેહ–સાચો સ્નેહ એક એવી અનોખી ભઠ્ઠી છે, જેમાં પ્રિય જનના સઘળા દોષ પીગળી જાય છે

❖ સ્નેહનું સુમન સમર્પણના સિંચન વગર પાંગરતું નથી

❖ સ્નેહનો સુધારસ પીવા–પાવાનું છોડીને મૂર્ખ માનવી દ્વેષના વિષ શાને ઘોળતો હશે ?

❖ સ્ત્રીને કોઈએ 'સૌન્દર્યમૂર્તિ' કહી છે, તો કોઈએ 'પ્રેરણામૂર્તિ,' પરંતુ સૌથી વિશેષ તો મા ધરિત્રી સમોવડી સહનશીલતાની સજીવ સાક્ષાત મંગલમૂર્તિ છે—એ જેઓ જાણતા નથી એઓ, મને કહેવા દો કે, એના વિષે કંઈ જ જાણતા નથી !

❖ સ્ત્રીસમુદાયના વિકાસ આડે દીવાલ બની અત્યાર સુધી સમાજે પાપ કર્યું, હવે પૂરક બનીને પાપનું પ્રાયશ્ચિત્ત કરે !

❖ સ્ત્રી એટલે સંસારે સદા સ્નેહસુધા વર્ષતી સુંદર વાદળી તો નહિ ?

❖ સ્ત્રી એ લગ્નદીપની મંગલ જ્યોતિ છે, પ્રેમ-છીપનું મોતી છે, જીવનસુમનની સુરભિ છે, સમાજરૂપી આંખની કીકી છે, રાષ્ટ્રરૂપી પાંખની ગતિ છે, વિશ્વની અધિષ્ઠાત્રી ને પ્રગતિની જન્મદાત્રી છે !

❖ સ્ત્રી એ જો માત્ર સ્ત્રી જ રહે (પુરુષ ન બને) તો એ સામામાં માનવતા પ્રેરવાની જ—પછી એ પથ્થરહૃદયી હોય કે પશુ !

❖ સ્ત્રી અને પુરુષ વચ્ચે જરૂર છે સહકારની, સ્પર્ધાની નહિ.

❖ સ્વર્ગનાં વ્યર્થ સ્વપ્નો સેવીને નહિ, ભગીરથ સાધના દ્વારા પૃથ્વીને જ સ્વર્ગ બનાવીને માનવ સુખ-શાન્તિની સ્વર્ગ-ગંગામાં સ્નાન કરી શકશે.

❖ સ્વતંત્રતાને સ્વચ્છંદતામાં સરકી પડતી અટકાવવી હોય તો સંયમનો ટેકો લેવો જ રહ્યો.

❖ સ્વપ્ન જો ફૂલ હોય, તો સાધના એ ખુશ્બૂ છે.

❖ સ્વમાન અને અભિમાન સાખ પાડોશી છે.

❖ સ્વમાનવિહીન નમ્રતા એ નિતાંત નબળાઈ છે.

❖ સ્વાર્થ, ઘણી વાર, આ દંભી દુનિયામાં પરમાર્થના છદ્મ વેશે ય વિરહતો હોય છે !

❖ સ્વાર્થભરી માગણી એ કંઈ પ્રાર્થના નથી—પછી ભલે એને ગમે તેવું રૂપાળું નામ આપીએ !

❖ હકીકત એ ક્ષિતિજ છે, જ્યાં કલ્પના અને વાસ્તવિકતાનો સુભગ સંગમ થાય છે.

❖ હક્કો ભોગવવાનો આગ્રહ સેવતાં પહેલાં ફરજો બજાવતાં શીખજો !

◙ હા, અમૃતને પણ ક્યારેક વિષની ઈર્ષા આવે છે—જ્યારે કો' શંકર એને કંઠે ધારી, પોતાને 'નીલકંઠ' કહેવડાવી એનું બહુમાન કરે છે ત્યારે !

◙ હું આજે જે કંઈ છું એમાં મહત્ત્વનો ફાળો મૂર્ખાઓનો છે— મેં હંમેશાં એમની મૂર્ખાઈઓ મારામાં ન પ્રવેશે એ માટે ખંતપૂર્વક જહેમત લીધી છે!

◙ હિંમત હોય જો, આફત જ્યાફત બને તો !

◙ હિંસાથી મેળવેલો વિજય ક્ષણજીવી અને નાશવંત હોય છે, ત્યારે અહિંસાથી પ્રાપ્ત કરેલો વિજય ચિરંજીવી અને શાશ્વત હોય છે. એટલુ જ નહિ કલ્યાણકારી પણ હોય છે.

◙ હૈયા—તારે મારા, શું જો તારક ઝંકાર તારા !

◙ અભાવ અને અતિરેક · બન્ને મારે !—અનાવૃષ્ટિ અને અતિ-વૃષ્ટિ પેઠે.

◙ આપણા જ્ઞાન કરતા આપણું અજ્ઞાન અધિકતર હોય છે અને રહેવાનું !

◙ ગંદકી માંદગીની માતા છે.

◙ ગણીએ તો, લગ્ન એ સાગર-સરિતાનો સુહાગી સ્નેહસંગમ છે.

◙ ગુણનો ગર્વ એ અવગુણ છે, રૂપનું અભિમાન એ અરૂપ છે.

◙ ગુણ વગરનું રૂપ, ધન વગરની તિજોરી જેવું નથી ?

◙ ગુનાને ઢાંકવા પ્રયત્ન કરવો એટલે એક અધિક ગુનો કરવો.

◙ ગુનો, ચોરી કે લૂંટ એ અન્ય કંઈ નહિ; કેવળ અતૃપ્ત ને તીવ્ર જરૂરિયાતની છંછેડાયેલી નાગણે મારેલો દંશ છે!

- ગુલાબની પેઠે શૂલ સમું હૈયું રાખી શકે, જીવન–ગુલાબની ગુલાબી સૌરભશ્રી એ પામે !
- ગુલાબ એમ ને એમ મળી જાય એ એક વસ્તુ છે, અને કાંટા વાગ્યા પછી મળે એ બીજી વસ્તુ છે. વસ્તુ, પછી એ ગમે તે પ્રકારની હોય, પણ એ સ્હેજે સાંપડે અને ભગીરથ પ્રયાસે સાંપડે, એમાં આભજમીનનું અંતર છે. આનંદ જેટલો દુર્લભ વસ્તુની પ્રાપ્તિમાં છે એટલો સુલભમાં નથી.
- ગુલામીના ગુલામ બનવું એમાં તો કાયરતા છે, વીરતા તો છે ગુલામીને ગુલામ બનાવવામાં.
- ગોરી ચામડી ગોરા દિલની નિશાની નથી ! કાળી ચામડી કાળા દિલનું પ્રતીક નથી.
- ગૌરીશિખર માનવે ભલે સર કર્યું, પણ જ્યાંસુધી એ ગર્વનું ગૌરીશિખર સર ન કરે ત્યાંસુધી ઉન્નતિની અપ્સરા શાશ્વત જયશ્રીની ફૂલમાળ એના કંઠે આરોપવાની નથી !
- ગૃહઉદ્યોગનું ગરુડાસ્ત્ર જ બેકારીના નાગપાશમાંથી મુક્તિ અપાવી શકશે.
- ગૃહિણી વગરનું ગૃહ એટલે ફોરમ વગરનું ફૂલ.
- ગ્રામોદ્ધારનો નૂતન ચોરો આળસના હુક્કા નહિ, સમૂહ–શ્રમના કોદાળી–પાવડા માગે છે !
- જ્ઞાન એ તો મન–વેઢિયાને વહેવો પડતો ભારમાત્ર છે, ત્યારે સંસ્કારિતા તો છે હૈયા–સુમને વસતી સૌરભ !
- જ્ઞાન નયન છે, વિજ્ઞાન અંજન !
- જ્ઞાનના સંચય સાથે એનો સતત વિનિમય પણ થતો રહેવો જોઈએ.

✲ જ્ઞાનરૂપી રંગ, કર્મરૂપી રૂપ અને ભક્તિરૂપી સુગંધનો તારક ત્રિવેણીસંગમ જે ભક્તહૃદયરૂપી ફૂલમાં થયો છે, એ ભગવાન-રૂપી ભ્રમરને આકર્ષે જ રહે છે.

✲ ઘણની બુલન્દીને તો સૌ બિરદાવશે, મારે તો એરણની સહન-શીલતાની આરતી ગાવી !

✲ ઘણા યાદ રાખવાનું ભૂલી જાય છે ને ભૂલી જવાનું યાદ રાખે છે !

✲ ચંદન બહારથી કઠણ દેખાય છે, છતાં ભીતરમાં તો શીતલ ને સુગંધભર્યું હોય છે. જગતમાં કેટલાક મનુષ્યો પણ આવા જ હોય છે—દેખાવે વજ્ર સમા કઠોર, પણ હૈયે કુસુમ સમા કોમળ.

✲ ચારિત્ર્ય, માનો પ્રેમ, પત્નીનો વિશ્વાસ અને માનવતા જે ગુમાવે છે, એ સર્વસ્વ ગુમાવે છે.

✲ ગ્રીષ્મ ન હોત તો વર્ષા ય નહોત.

✲ સંયોગ ફૂલ છે, વિયોગ ફોરમ !

✲ જ્યારે દુઃખ મને નિશેષ ભાગવાનો પ્રયત્ન કરે છે ત્યારે સુખ શેષ રહી તેને વિફળ બનાવે છે.

✲ જિન્દગીનાં ગણિતમાં છેંક-ભૂંસને સ્થાન નથી.

✲ છલોછલ હૃદય ન હોય તો આંખોની ધારા ન હોય.

✲ જ્યાં સુધી મૌન તમારો ભોમિયો ન બને ત્યાં સુધી તમે શબ્દને શોધી નહિ શકો.

✲ સૌન્દર્ય એ સત્ય છે, અને સત્ય એ સૌન્દર્ય છે, પણ શિવ તો બન્ને છે.

- મૌન એ પ્રભુનો ઉદ્‌ગાર છે.
- તમે સુંદરતાને શોધતા હો છો ને સુંદરતા તમારી પાછળ પાછળ, તમારે પગલે પગલે સુવર્ણરેણુ પાથરતી ચાલી આવતી હોય છે.
- રાત્રિના શ્યામ જલમાં રોજ સૂર્યભ્રમર પુરાઈ જાય છે.
- તારા સ્મિતમાંથી પ્રકટે છે પ્રભાત, તારી વેદનામાંથી રાત !
- ત્યાગ એ પ્રેમ–નયનનું નૂર છે.
- રાતભર આ આકાશ અંધારના વલોણાંથી વલોવાતું રહે છે—પ્રભાતનું ધવલ નવનીત ત્યારે પ્રકટ થાય છે !
- સૂરજ પોતાના ચહેરા ઉપર અંધારનું શ્યામ રેશમ ઓઢી લે એ રાત !
- પૂર્ણરૂપ કરતાં ક્યારેક રૂપની ઝાંય વધુ પ્યારી લાગે છે.
- પળને પ્યાર કરો, ક્ષણના ઓઠને ચૂમી લો !
- તારી આંખોના લહેરાતા સ્વચ્છ જલમાં મારા પ્યારનાં મીન તરે છે, પ્રિય !
- આ ભીનો શ્યામ અંધાર ક્યારેક મને લહેરાતાં કાળાં કાલિંદી-નીર જેવો લાગે છે, તો ક્યારેક તારાં રૂપની ઝાંયનો વિસ્તાર લાગે છે, શ્યામ !
- દિવસ પૂરો થયે રોજ એક સૂરજ અંધારના કૂવામાં પડીને આપઘાત કરે છે !
- અંધકારને પણ પોતાનું તેજ હોય છે, તમે કદી જોયું છે ?
- અંધારના જલમાં નાહીને ઉષાની કાયા કેશરભીની બની જાય છે.

- રસ એક જ છે જે મૂળના ઊંડામા ઊંડા ભાગમા છે, ટોચના-મા ઊંચા લહેરાતા પાનની કિનારીમા પણ તે જ છે, જે તીવ્ર વેદનાની સ્તબ્ધ ક્ષણોમા છે, તે જ લહેરાતા આનંદના રૂપેરી પ્રવાહમા છે

- અસીમ વેદનાના અગાધ વારિ ઉપર પરમ આનન્દનો સૂર્ય તપે, એની વાદળી બંધાય, સુખદુઃખની વર્ષા થાય!

- આ આખીયે વર્ષાઋતુ કોણ ચોધાર આંસુએ આભથી રડ્યા કરે છે, રે?

- વર્ષાનું બિંદુ+ફૂલનો કણ+પ્રસ્વેદનું ટીપું = રાણી વસુન્ધરાના મણિમુકુટની એક રત્નજડિત સૌભાગ્યકલગી = લહેરાતા ખેતરમા ખીચોખીચ દાણાથી લચી પડતું ડૂંડું!

- લહેરાતા લચી પડતા ખેતરો, સાંજની ધૂગરવેળાએ ઘંટડી રણકાવતા ગોધણ, પરોઢે દળાતી ઘંટીનો અવાજ, ઘમ્મર વલોણાનો ઘેરો સૂર, શ્રમનું શરીર અને પ્રેમનું હૈયું—આ છે સાચી સ્વાધીનતા અને મુક્તિના પગભર પ્રતીકો!

- નીતરી વર્ષાના નીલા ઉઘાડમા જે કવિતા છે, તે જ ઘનઘોર મેઘના શ્યામ ઘટાટોપમા પણ છે

- જે બંગી પ્રેમને ગાય છે તે વેદનાને પણ વહન કરે છે

- આનન્દની આંખમા મે વેદનાનું અશ્રુ જોયું!

- જે અક્ષરને સિદ્ધ કરી શકે તે અમર બની શકે

- પથ્થર ફાડીને ફૂટતી કૂંપળ, કુદરતની કવિતાની સાથોસાથ કુદરતના કૌવતને પણ ગાય છે

- કેશમા મ્હેંકે એ વરણાગી ફૂલ, ઈશને ચરણે પડે વૈરાગી ફૂલ!

હૃદયની હિના રંગ લાવી રહી છે
ને લોકો કહે છે: કવિતા થઈ છે!

◙ ◙

ઝૂમી ઊઠે ના કેમ મારા ગીતથી જગની જુવાની ?
સૌન્દર્યના મુખથી વહે છે પ્રેમની સુંદર કહાની !

◙ ◙

એ મળ્યાં—મલકી ગયાં નયણાં,
ખીલી ઊઠયાં ચાંદનીમાં પોયણાં !

◙ ◙

હૃદય, પ્રીત આવે ભલે છાની-છપની,
નજરનાં નૂપુર તો ઝણકતાં જવાનાં !

◙ ◙

માન્યું અમે, કંઈ યે નથી નિસ્બત અમારી આપને,
અમને નિહાળી આંખડી આ કેમ ઝૂકી જાય છે !

◙ ◙

વાત છાની શેં રહે આ પહેલી પહેલી પ્રીતની ?
અધર છો બોલે નહિ, બે આંખડી બોલી ઊઠે !

◙ ◙

આ નયન છે એમનાં કે પૂર્ણિમાનો ચંદ્રમા ?
જોતાં જ એને કાં ખીલે મારું હૃદયસરોજ આ ?

◙ ◙

પીવો હોય એ પી લે સરે આમ,
આ રહ્યો જિંદગીનો છલકતો જામ.

અમથું અમથું મેં ચૂમ્યું નરગીસના આ ફૂલને,
તેમાં અવરને અધર કાં સુરખી ઢળી પડી ?

તું જ નભમાં વિસ્તરીને વેરી રહી છો હાસ,
નહિ તો કદી યે આટલું પૂનમ નથી હસતી !

ચંદ્રમુખ રૂપાળું ચમકે આંખોને આકાશ,
આભ ભલેને ડૂબી રહ્યો પૂનમનો ઉલ્લાસ !

પ્રેમ તણું સાંભળતાં વેણુ
રૂપનાં ઝૂકી રહ્યાં છે નેણુ !

મુબારક આસમાં તુજને ચમકતા ચાંદ–તારાઓ,
અમે મુસ્તાક છીએ ચંદ્રમુખીના ઇશારા પર.

પ્રેમ તો પામી શકે છે સર્વને
પ્રેમ કેવળ જોઈએ બસ, પામવાને પ્રેમને !

માગનારા માગતા છો ને વસંતી પ્યાર,
મારું દિલ તો માગતું પ્યારની પ્યારી બહાર !

હોય છો ને દ્વેષ-ઇર્ષા આસપાસ,
કંટકો વચ્ચે ખીલે એ ફૂલ છું !

હારમાં પણ છાનીછપની કેવી મલકે જીત!
દિલ દઈને પામવું દિલને, અજબ એ રીત!

回 回

પ્રાણ જાણે કે કળાયલ મોરલો,
ધડકનો દિલની ઢળકતી ઢેલ છે!

回 回

આ કોનું પાયલ રુમઝુમતું
છે ગીત ગતિનું નિર્ઝરતું!

回 回

પીવાની ખ્વાહેશ ઊભરતી મોસમ આજ શરાબી,
કાશ, મળે જો એમાં તારા રૂપ તણી ગુલાબી!

回 回

હૈયે મને તો એમના હેરાય છે હકાર,
હોઠે હજારવાર ભલે આવતો નકાર!

回 回

અમે પાગલ, હૃદય જેવું હૃદય પણ સાવ દઈ બેઠા,
ડહાપણ આપનું, નવ પ્રેમનો અણસાર પણ દેતાં!

回 回

ઘનઘોર આ અંધારની ચિંતા નથી,
વિશ્વાસ છે—હૈયે પ્રભુ તુજ, પ્યાર છે!

回 回

કોણ જાણે કેમ રહે છે એ નયનથી દૂર,
જેના નયનમાં ઇન્તેઝાર છે સદા ભરપૂર!

અમથું અમથું મેં ચૂમ્યું નરગીસના આ ફૂલને,
તેમાં અવરને અધર કાં સુરખી ઢળી પડી?

તું જ નભમાં વિસ્તરીને વેરી રહી છો હાસ,
નહિ તો કદી યે આટલું પૂનમ નથી હસતી!

ચંદ્રમુખ રૂપાળું ચમકે આંખોને આકાશ,
આભ ભલેને ડૂબી રહ્યો પૂનમનો ઉજાસ!

પ્રેમ તણું સાભળતાં વેણ
રૂપના ઝૂકી રહ્યાં છે નેણ!

મુબારક આસમાં તુજને ચમકતા ચાંદ–તારાઓ,
અમે મુસ્તાક છીએ ચંદ્રમુખીના ઇશારા પર.

પ્રેમ તો પામી શકે છે સર્વને
પ્રેમ કેવળ જોઈએ બસ, પામવાને પ્રેમને!

માગનારા માગતા છો ને વસંતી પ્યાર,
મારું દિલ તો માગતું પ્યારની પ્યારી બહાર!

હોય છો ને દ્વેષ ઇર્ષા આસપાસ,
કંટકો વચ્ચે ખીલે એ ફૂલ છું!

હારમાં પણ છાનીછપની કેવી મલકે જીત!
દિલ દઈને પામવું દિલને, અજબ એ રીત!

પ્રાણ જાણે કે કળાયલ મોરલો,
ધડકનો દિલની ઢળકતી ઢેલ છે!

આ કોનું પાયલ રુમઝુમતું
છે ગીત ગતિનું નિર્ઝરતું!

પીવાની ખ્વાહેશ ઊભરતી મોસમ આજ શરાબી,
કાશ, મળે જો એમાં તારા રૂપ તણી ગુલાબી!

હૈયે મને તો એમના હેરાય છે હકાર,
હોઠે હજારવાર ભલે આવતો નકાર!

અમે પાગલ, હૃદય જેવું હૃદય પણ સાવ દઈ બેઠા,
ડહાપણ આપનું, નવ પ્રેમનો અણસાર પણ દેતાં!

ઘનઘોર આ અંધારની ચિંતા નથી,
વિશ્વાસ છે—હૈયે પ્રભુ તુજ, પ્યાર છે!

કોણ જાણે કેમ રહે છે એ નયનથી દૂર,
જેના નયનમાં ઇન્તેઆર છે સદા ભરપૂર!

મિલનનો રંગભર ફાગણ, વળી વિયોગનો શ્રાવણ,
દીપક અને મલ્હારનું કેવું મધુમિલણ!

◘ ◘

વૈશાખી આભ શું હૈયું તુજ વરસે
હૈયાં અમારાં તને ચાતક જ્યમ તરસે!

◘ ◘

તું પણ વિયોગી આજ છે શું આસમાં?
તારી મ્હેફિલમાં ય આજે ચાંદ દેખાતો નથી!

◘ ◘

પ્યાસ છે ભરપૂર પણ રે, તું નથી સાકી!
મયખ્વારની મ્હેફિલ મહીં એક તું જ છે બાકી!

◘ ◘

તમારાં જતા જાણે સૂરજ ગયો,
સૂર્યમુખી હ્રદયનો સહારો ગયો!

◘ ◘

રાતભર ઝબકી રહ્યા'તા તારલા,
કોની આવી યાદ કે ડૂબી ગયા!

◘ ◘

કેમે વિરહની રાત આ ખૂટતી નથી પ્રલંબ,
કોની, પ્રભાત! વાર છે, શાનો હજુ વિલંબ?

◘ ◘

દિલની વેરાની તણી તે વાત શી કરીએ ભલા!
કૈંક અંતર રાખવું'તું દિલ અને સહરા વિશે!

વહાવો આંસુ નહીં તો હસો—આ સહરા પર!
તમે હસો છો તો કે' છે કે—ફૂલ ખીલે છે!

જિન્દગીમાં જિન્દગી જેવું નથી,
કોઈને હસવા સમું દેખાયું શું?

વિરહ-રાતે જુદાઈને હું, તારી જીરવી લેતે,
કરું શું, આંખને તારો વિરહ મંજૂર ન'તો!

આદત મુજબ બોલી દીધું : 'અમને હવે ભૂલી જજો!'
ને અમે આદત મુજબ, રે, ભૂલવું ભૂલી ગયા!

મિલનમાં સ્વયં છો, વિરહમાં સ્મરણ!
બન્ને તરફ છે આપનું અમને શરણ!

મારી વિરહ-રજની ભલા ઘનશ્યામ ક્યાંથી હોય?
રાધિકા-શી યાદ તારી ગૌર રેલે ચાંદની!

આપનો અનુરાગ છે,
આગ પણ ખુદ બાગ છે!
રાત ક્યાં છે એકલી?
પ્રેમનું યે ખ્વાબ છે!

જનારા ગયા પણ રોકાઈ યાદો
હજુ ખંડેરોમાં ઘૂમે આ નિનાદો !

સ્વયં ના આવી શક્યાં તો મોકલ્યાં શમણાં,
રેશમી ઓઝલ ધરીને એ જ આખર આવિયાં !

શમણાં, અહો મોહામણાં, નમણાં !
નીંદમાં ખીલી ઊઠયાં આ પોયણાં !

તમારી શોધમાં એવા ગયા ખોવાઈ કે
શોધવા અમને તમારે સ્વયં ખોવાવું પડે !

તમારા રૂપનો ના ગર્વ કરશો, ગર્વિતા,
અમારા પ્રેમને પણ એક નિજી રૂપ છે !

ફૂલ થઈને આંખમાં ખટકયા અમે,
આ કંટકો ઝૂલી રહ્યા છે પાલવે !

આવે અહીં વસંત અગર પાનખર ભલે !
સૌને જ કાજ મારાં ખુલ્લાં કમાડ છે !

જન્મ્યું અહો ઉષાકિરણ !
અંધારની આ કૂખથી !

જોઈ લીધાં છે રાતનાં કાજલ
હું ઉષાનાં ગુલાબ માણું છું !

▣ ▣

અમથું અમથું હૈયું પુલકી જાય છે,
અણસાર આ કોના મધુર મલકાય છે !

▣ ▣

દૂરથી ઋતુરાજની લાગે સવારી આવતી,
વળગી હવાને કંઈ આ ફોરમ કશું ગૂંજી જતી!

▣ ▣

આનન્દની એકાદ અમથી લહેરને માટે
સાગર પીધા છે લાખ કંઈ ગમના ખુશીથી!

▣ ▣

ત્યાં તેજ ને તિમિરમાં કશો ભેદભાવ છે ?
આખું જીવન અમારું એક ધૂપછાંવ છે!

▣ ▣

સુરાહી જિંદગાનીની મને પાતી રહી—
સુખના અમી ક્યારેક, તો ક્યારેક વિષના જામ!

▣ ▣

રાત અહો શી મલકી!
  રહી ચાંદની છલકી!
વખ ઘોળાતાં હૈયે જાણે
  અમી-સરવાણી છલકી!

વીજ  વાદળદળ ચીરી ઝબકી જશે—
બીજ બંકી ઊગશે, ઘેરાઈ છે આજે અમાસ!

回 回

રાત ભલે ઘેરાઈ—
ભોર રેલશે કંચન જેવાં સૂર્યકિરણ!

回 回

જાત જે બાળી નથી શકતો ભલા,
અન્યને કેવી રીતે ઉજમાળશે ?

回 回

નિજ સાટે ચાંદ રાખે શ્યામ શ્યામ દાગ,
અન્યને ખાતર જલાવે ચાંદની કેરા ચિરાગ!

回 回

તારલા તો લાખ છે આ આભમાં,
લાખમાં એક જ નિહાળું ચંદ્રમા!

回 回

શ્યામ આ કાજળ બધાં અંગાંગનાં નિજ લેપવા,
રાત્રિએ ત્રોફાવિયાં ઝળહળધવલ લખલુંદણાં!

回 回

જાદુ અજબ છે આભ તારાં આંસુમાં,
તારા રુદનથી આ ધરા છે ખુશનુમા!

回 回

આભ તણાં લખ લોચનિયે તું રોજ રુવે છે,
રોજ રોજ આ વસુન્ધરાનાં વિષ ધુએ છે!

કોણ આ છેડી ગયુ રજની વીણાના તાર ?
શુ ઊઠયા આભમા લખ તારલા ઝ કાર !

✲ ✲

શી મધુર, ઘનશ્યામ ગગને બીજ આ સોહે,
રાધિકાના ઔષ્ટની સ્મિત-બ કિમા ન્હોયે !

✲ ✲

ઉષાકિરણની કાંધ પર નીકળ્યો જનાઝો રાતનો !

✲ ✲

અ ધાર તારે થાવુ હો તો થા ભલે ઘનઘોર,
રાત લાબી વહી જશે, નિશ્ચે થવાની ભોર !

✲ ✲

હોય પૂનમ-ચાદની કે હો અમાની અ ધકાર,
ધ્રુવ એના સ્થાન પર નિશ્ચલ અને છે નિર્વિકાર !

✲ ✲

અમારા ગગનમા ભલે રાત હોયે,
ચમકશુ ને ચમકાવશું—ચાદ છીએ !

✲ ✲

આ જિન્દગાની રાત છે—
બાવરી, ગોરી વળી, એવી અજબ કઈ ભાત છે !

✲ ✲

લાગે છે પીસ્યો તમે મસ્ત થૈને કસૂબીનો ર ગ,
નહિ તો ન આવે કદી યે આ હૈયે આવો ઉમ ગ !

તું નથી તો ચંદ્ર પણ દીસતો નથી આભે,
હૃદયને લાગી રહ્યું છે—ખરેખર રાત બાકી છે!

✱ ✱

કૈં કેટલીયે ઝંખનાઓ હૃદયની
જિન્દગી આખી કુંવારી રહી અને
આખર ઘડી મજબૂર થઈને મોતને પરણી ગઈ!

✱ ✱

અંધારથી તેજે જવું'તું એટલે
જ્યોતને ભેટી પડ્યો હોંશે પતંગ!

✱ ✱

અગનની લગન તે અવર શું પિછાણે?
દીપકમાં બળતા પતંગો જ જાણે!

✱ ✱

દિલની સાથોસાથ સાજન દર્દ તો દીધાં,
પરન્તુ ચેન રહેશે ક્યાં જઈ? અણસાર નવ દીધા!

✱ ✱

છલબલ થતાં છલકાય જ્યાં આનંદ ને વિષાદ,
ત્યાં ગીત દૂર-સુદૂરથી દે છે મધુર સાદ!

✱ ✱

મિત્રો જ જ્યારે મિત્ર થઈને બાદ કરે છે,
કૈસું દિલેર દુશ્મનોને યાદ કરે છે!

✱ ✱

પંથ મારો, સ્વયં મારે શોધવો,
જાય છો દોરી, મને મન ચ્હાય ત્યાં!

પથ્થરે ય હું થઉં હોંશથી—
પ્રશ્ન આટલો છેઃ શિલ્પી બનીશ તું ?

✲ ✲

ત્યાગ કેરી પર્ણકુટિ જેમણે માગી હતી,
તૃષ્ણા તણા પ્રાસાદમાં જીવ તેનો શેં ઠરે ?

✲ ✲

પુરુષાર્થ પૃથ્વીરાજ શો તારો હશે,
સિદ્ધિ સંયુક્તા રૂપ લૈ આરોપશે વરમાળ !

✲ ✲

હારીને જીતી જવાતું પ્રેમમાં
પામવું ત્યાગી બધું પરમાર્થમાં !

✲ ✲

તારે પૂજાવું એટલે પથ્થર થયો,
અર્ઘ્ય થાવું એટલે હું ફૂલ થયો !

✲ ✲

એક નીલકંઠ તો સરજ પ્હેલાં,
ઝેરનાં પારખાં પછી કરજે !

✲ ✲

પ્રલયનું આ તાંડવ, નથી કૈં વિસર્જન,
નવસર્જન તણું છે સમુદ્રમંથન !

✲ ✲

હોય છોને કલંકિત પોતે મયંક,
ચાંદની રેલી રૂપાળી નિષ્કલંક !

મઝધારમા ય નાવિક કગ્યે કહી કિનારો,
આ ધારમા ઝમૂકવે હમણા કોઈ નિતારા!

☼ ☼

તારી ને મારી વચ્ચે, રે, કેટલા અતર હતા?
તોડી અતર મૃત્યુએ જોડી દીધા બે ઉરને!

☼ ☼

આ રાત અને આ દિન!
આકાશી અમ્બરમા તરતા કાળાધોળા મીન!

☼ ☼

સાગરની સુ વાળી ભીની ભીની રેત,
લહેરાતા દીને ત્યા આકાશની ખેત
કિરણોના રગમોલ હિલોળા લેત,
વાયુ ઝૂલે છે એમા વાદળ સમેત!
સાગરને હૈયે સમાય નહિ હેત
આનદની ભરતીથી ભીનીભીની રેત!

☼ ☼

ફૂલને આવી પાખ
રૂપેરી નીલી નીલી આખ!
ફૂલ તો ઊડે, મસ્ત હવામા તરતુ ગાતુ
પરી તણા કો' દેશ જવા એ ઊમટે!
નભમા લીલા નવી નવી
કે નવા નવા રોમાચ—
રેશમ રેશમ વાદળ-ડગની
હવા મુલાયમ પગલી પગલી

ફૂલ તો ઝૂમે
ધુમ્મસ-જળમાં ધુએ મુખ
ને ઓઢી તારક તેજ ઘૂમે
ઉમંગ એનો રાત રૂપેરી પરખે,
મધુર મધુર મલકાતી ગાતી હરખે!
ફૂલને આવી પાંખ
રૂપેરી નીલી નીલી આંખ!



શ્વાસની શરણાઈનું ગુંજન છે જીવનની બરાત,
જિંદગી, જનાઝાં કયાં ? મોતનું ય માતમ કયાં ?



વાહ આદત અમારી ધરતીની
આભ રોયા વિના નથી હસતી!



એ હસે છે તો ફૂલ ખીલે છે—
દિલની વેરાની પર ભલે હસતાં!



લોહી પીધું છે તમે કો' કોડભરપૂર પ્રીતનું
નહિતર તમારા હોઠ પર તે રંગ આવો હોય શું ?



કૈલાસમાં અમારા, લાખો વસે છે શંકર,
જીવતરનાં ઝેર પીને જીરવે પ્રહર-પ્રહર!



બે-ચાર ક્ષણ મોડાં પડયાં ઝાકળ-કફન
ઓઢી ફોરમ ફૂલ આ પોઢી ગયાં!

❋ ઝાકળનું મલમલ ઓઢીને આવેલી સવાર તારાં ભીનાં રૂપને લહેરાવતી ચાલી જાય છે, પ્રિય !

❋ ધુમ્મસમાં નાહીને સ્મરણો ભીનાં બને છે.

❋ જ્યારે કો....ઈ નથી હોતું ત્યારે તું હો છો, પ્રિય !

❋ ખીણની હરિયાળી ઉપર ઊડતા ધુમ્મસને જોઈ મને કોઈ અભિસારિકાનું લહેરાતું ગુલાબી ગવન યાદ આવી ગયું.

❋ છેક સવારે તુષારબિંદુઓએ એ રહસ્ય ખોલ્યું કે દિવસભર જે મસ્તીમા મદહોશ ડોલતાં હતાં તે ફૂલો રાતભર રડી રહ્યાં હતાં!

❋ તમારું પગલે પગલું કેડી બની રહો—તમારું પ્રસ્થાન એવું હો !

❋ મારી એકલતાનો દીપ પ્રગટે છે ત્યારે તેના ઉજાસરૂપે આવી-ને તું પથરાઈ જાય છે, પ્રિય !

❋ દીપ દીપને પ્રગટાવે તેમ પગલું પગલાંને દોરે—પગદંડી આમ બને—કેડી આમ અંકાય !

❋ અંધાર એ અંચળો છે રાત્રિચર્યાએ નીકળેલા વિક્રમ જેવા સૂર્યનો !

❋ નવી ક્ષિતિજ ત્યાં ઊઘડે છે—જ્યાં ધૂળનો કણ ને વર્ષાબિન્દુ મળે છે !

❋ આપણે ખૂબ મળ્યાં, મારે હવે જવાનો સમય થયો, વિદાય વેળાએ લાવ જિન્દગી, તારા મ્હેકતા શ્યામ કેશની રેશમી ઘટામાં મારા હૈયાનું ગુલાબ લગાવી દઉં !

- ઊડીને આકાશમાં આંસુનું એક બિન્દુ રોપાયું, ત્યારથી આ આખું યે આકાશ અશ્રુથી છલોછલ છે—આ તારાઓ નથી !
- આંખોથી તારી યાદ પીગળે છે ને ધીમેધીમે ટપકે છે....કોઈ એને 'આંસુ' કહે છે !
- મારા હૈયાના સહરાને તારાં સ્મરણોની સરવાણી ભીનું રાખે છે—હરિયાળું રાખે છે.
- મૌનનો બરફ઼ ઓગળે છે ત્યારે શબ્દની સરિતા વહેતી થાય છે.
- ચાંદ શમ્આ છે—તારાઓ પરવાના !
- ઉજાશની આબરૂ ઓલવાય નહિ એટલા ખાતર મેં આ દીપને તુફ઼ાન સામે ધરી દીધો છે !
- તારા હાથમાં છે તે નહિ, આપવો હોય તો આપ સાકી, તારા હોઠનો શરાબ : તારા હૈયાનો જામ !
- મારી આંખોના આ બેજન વિસ્તરતા સહરામાં દૂર-સુદૂર તારાં સ્મરણોની કારવાં જઈ રહી છે....
- આ કેવી મ્હેક છે પ્રિય તારાં સ્મરણોમાં પણ, કે તને યાદ કરતાં કરતાં મારી આ કવિતા ય મ્હેકી ઊઠી !
- મોત નથી આવ્યું—લાંબી સફ઼રમાં જરા નીંદ આવી ગઈ !
- તને મળીને હૈયે આજે વસંત લહેરાય છે, પણ આજની આ ફૂલવર્ષા નીચે આવતી કાલની પાનખરના સૂકાં પર્ણોનો ઢગ પણ પડકાયો છે.
- લાખ ભુલાવો પણ યાદ આવ્યે જ રહે, હૈયાના ગગને ચાંદ છવાયે જ રહે. બંસી ભલેને ખામોશ રહે, દૂરથી સૂર આવીને એને શણગાર્યે જ રહે !

- લાખલાખ વાર લખલૂટ લહર એને ચૂમી જાય છે—છતાં કિનારાનો તપોભંગ થતો નથી!
- હૈયેહૈયાં મળે એ ક્ષિતિજ કેવી પ્યારી હોય છે?
- મારી સારીય રાત તારા પ્યારનાં ગુલાબોથી મ્હેકતી રહે પ્રિય!
- અંધકાર એ આકાશોની ચૂતું શ્યામ તેજ છે.
- કાંટામાં જીવી જવું—ફૂલોનો આ ફોરમ સંદેશ.
- જિન્દગી પોતે જ એક સજીવ કવિતા છે.
- કોઈ પીને બેહોશ થાય છે, કોઈ પીતાંપીતાં ગુમાવેલા હોશ પાછા મેળવે છે!
- રોજ રાત્રે પાંપણના આ પડદા પાછળ એક નવું આલમ ઊંડે લહેરાઈ ઊઠે છે, નવાનવા તારાઓ—ચાંદ—ચાંદની—અ રોશનીની એક અનોખી દુનિયા ઝૂમી ઊઠે છે અને સપનાં રૂપેરી પગદંડી ઉપર થઈને એક સુવાસિત વાતાવરણની જે તું આ બધા ઉપર છાઈ જાય છે, પ્રિય! રોજરોજ રા પાંપણના આ પડદા પાછળ.
- પ્યાસ પ્યાસને પી જાય છે ને તૃપ્ત થાય છે
- લૂંટાવો એટલું લેખે લાગે છે
- એક ઝાડ—એક શાખ—એક જ મૂળ બન્નેમાં રસસિંચ કરે, છતાં ફૂલ ગાય, કાંટા ભોંકાય!
- સ્વપ્ન એ ગાઢ જાગૃતિ છે.
- છેહ દેવી તે ચેહ દેવા સમાન છે.
- ભ્રમરનું ગુંજન શ્રુતિ સાંભળે ફૂલોનું ગુંજન હૃદય!

꠸ જેને જલવું છે તે આગ વિના પણ જલી જાણે છે.

꠸ આ વેરાનતા સાથે હું એટલો એકરૂપ થઈ ગયો છું કે વસંતના અણસાર પણ વીસરી ગયો છું!

꠸ સ્મશાનની ખામોશી કહે છે : અહીં આવતું શબ એક જ છે, માત્ર કફન બદલાયા કરે છે!

꠸ આધાર બનો, અંતરાય નહિ!

꠸ મોતની સુંદરી પોતાના ઠંડા સુકુમાર હોઠથી મારું શિર ચૂમી રહી છે ને મારી આંખો ઘડીસર મીઠી નીંદના ઘેનમાં ઢળી ગઈ છે—હું મરી નથી ગયો!

꠸ જિન્દગીના ખોળામાં મોત આળોટે છે.

꠸ આજે કોણ જાણે કેમ મને એ ક્ષણ યાદ આવે છે—આકાશેથી સ્વપ્નની જેમ ઝૂલતી ઝૂમતી રૂમઝુમ સાવનની ઝરમર ઝરતી હતી ને આપણા બેયના હોઠે પ્યારનું એક જ ગીત હતું.... આજે ગુમરાહ જમાનાની કારવામાં ભળીને હું એ ગીત ભૂલી ગયો છું. રે, એ ગીત મને પાછું જડે!....

꠸ આંખ સુકાય અને આંસુના ફૂલ મુરઝાય એવી પાનખર ન આપજે, પ્રભુ!

꠸ બંસીના લહેરાતા સૂર સ્વયં બંસીને લહેરાવી ગયા ત્યારે લયનો જન્મ થયો.

꠸ આભથી ઊતરે એ મેહ, નયણાંથી નીતરે એ નેહ.

꠸ તારી પાયલના પોટલિયે ઝૂલે છે ગીત—પહેલી પહેલી પ્રીતનું પહેલું સંગીત!

꠸ દીપ અંધારને ઉભરાવે છે!

- તાજમહેલ સૌ બાંધે છે—કોઈ આરસના, કોઈ આંસુના !
- કંઈ કેટલીયે આંખોના જમુનાકિનારે આંસુના તાજમહેલ બંધાતા હશે—તૂટતા હશે !
- વરસાની ઘનઘોર રાતે પાલવમાં પ્યારનો દીપ છુપાવી જિન્દગી મોતના અભિસારે નીકળી છે !
- જેની આંખોની સમુદ્રલક્ષ્મી સમૃદ્ધ હશે તે ક્યારેય અકિંચન નહિ હોય.
- તારી યાદના જુગનુઓ મારા ખાલી હૈયાકાશને પોતાના ઝબકારથી ભરી રહ્યા છે, પ્રિય !
- થાય છે, તારી આંખોની ગુલાબછાઈ પ્યારી પગદંડી ઉપર થઈને તારા હૈયાના રૂપેરી જલમાં ડૂબી જઉં—સદાને માટે, જન્મોજન્મને માટે !
- તું કેશ પાથરે છે ને રાત પ્રગટે છે, સમેટે છે ને સવાર !
- હૈયાનો હિમાલય આંખોની કંઈ કેટકેટલીયે ગંગા-યમુનાનો જનક હશે !
- આંસુના ફૂલને પારદર્શક પાંખડીઓ હોય છે.
- પ્રીત અને પરિમલ છુપ્યાં છુપાય નહિ.
- જેને તું જોડે તેને કોણ તોડે, પ્રભુ !
- આપ તો મૌનનું એક બિન્દુ આપજે—જે તરણાના સહારે હું સ્વરનો સાગર તરી શકું !
- પળની પ્યાલીમાંથી પ્યારનો શરાબ પી જાણે તે સાચો મસ્ત મયખ્વાર !
- પીતાં ન આવડે તેમા કોઈ શું કરે ?—બાકી સૃષ્ટિ આખીય શરાબ શરાબ છે !

- અરૂપના ગાઢ વનની કેડીએ રૂપની સુંદરી ચાલી જાય છે...
- અરૂપ પોતે જ રૂપરૂપનો અંબાર છે.
- સમય ફૂલ છે, પળ પાંખડી.
- ક્ષણમાં જીવે એ માનવી : ક્ષણને જીવાડે એ કવિ!
- જલની ગતિ એટલે ઝરણું.
- ફૂલની ગુલાબી પાંખડીનું રૂપ અને ગીતની લહર જેવી ક્ષણનું રૂપ—બન્ને તારાં જ રૂપનાં રૂપક છે, પ્રિય!
- ગુલાબી બનાવે એ ગીત : પાગલ બનાવે એ પ્રીત.
- આમ તો વેદનાની એ રાત ખૂબ જ પ્રલંબ હતી—તારાં સમરણના શરાબની પ્યાલીએ એને ટૂંકાવી લીધી મેં!
- આકાશને પોતામાં સમાવતા હંસોની આ રૂપેરી હાર ઊડે છે—તારા ભણી! કાશ, મારા શબ્દોને એવી પાંખ મળે!
- એ ઝાકળની જેમ આવે છે, ઝળુંબે છે, પણ આપણે જાગીએ-ન-જાગીએ ત્યાં ધૂપ બની ઊડી જાય છે ..........
- પ્રેમ એક એવું પીણું છે—જેમ પિવડાવો તેમ પ્યાસ વધે.
- મળે તે માણતાં શીખો.
- ધ્વનિની એક કૂંપળને પ્રગટ થવા માટે મૌનનાં કેટકેટલાં પડ વીંધવા પડે છે!
- ઝિન્દગી એક લાંબી સફર છે : મોત વિસામો.
- ફૂલના શબ ઉપર ઝાકળનું કફન ફરફરતું હતું : મળે તો આવું મોત મળે!
- મુકામ છે : મોત મંઝિલ નથી!

- કોઈની આંખોને અશ્રુભીની કરીને આવેલું હાસ્ય આખં હોઠને કરમાવી નાંખે છે.
- દોડતા સમયની એકાદ સુગંધ ક્ષણને ફૂલ ઉપર ઝૂલતા તુષાર બિન્દુમાં પ્રવેશીને તેની રૂપેરી સુવાસિત શીતળ પારદર્શકતામાં વિસામો ખાતી જોઈ છે કોઈ વેળા ?
- ગુમરાહ કરી મૂકે એ ગમ.
- કોણ કહે છે કે મોત આવ્યું ?—મહેફિલનો એક દૌર પૂરો થયો !
- જોયા મેં—તણખામાં આગના ભંડારો, ઝાકળના જલબિન્દુમાં જળધોધ !
- ઘણી વાર ધિક્કારનો બુરખો ઓઢીને પ્યાર આવે છે—દેખાવની દુશ્મની લઈને દિલે દિલદાર આવે છે !
- કિનારા માટે કરગરો નહિ—મઝધારને મહાત કરો, તૂફાન સાથે ટક્કર લો !
- અંધારનાં કાળાં પડ આસ્તે આસ્તે ઊખડી રહ્યાં છે.... હવે થોડી જ વારમાં ઉજાસ આવશે, જેને સૌ પ્રભાત કહે છે તે પ્રકટશે !
- આ સૂરજ હવે જરીપુરાણો થયો—એની આંખોમાં કરોળિયાઓએ જાળાં બાંધ્યા છે, એનાં અંગો ઉપર ચામાચિડિયાં ઊંધાં લટકે છે.......... હવે આભે કોઈ નવો સૂરજ ટાંગો !
- જે તમે છો તે તમે નથી : તમે તો—વર્ષાતું બિન્દુ, ઝૂમતું વાદળ, હસતું ફૂલ, ગાતું ઝરણ, ઉત્તુંગ પહાડ, વનની પગદંડી, લહેરાતું ખેતર—છો !

▣ રાત જાગતી રહી—તેના ખોળામાં તારાઓને નીંદ આવી ગઈ.

▣ સુખ આરોહ છે : દુઃખ અવરોહ.

▣ તમારી આસપાસનું વાતાવરણ તમારી કબર છે—પણ તમે જ તમારું વાતાવરણ છો, તમે જ તમારી કબર !

▣ મારો મોહ જ્યારે પ્યારની પરમ વેદના સાથે ટકરાયો ત્યારે મારાં સપનાંના એકેએક તાજમહેલ તૂટીને ઢગલો થઈ ગયા અને મારી આગળ આંખોની જમનાના અશ્રુજલ સિવાય કશું જ ન રહ્યું...........

▣ જોગિયા ક્યારેક બહારના સૂરોનો સેહરા પહેરીને સૂરમંડપ-માં આવે છે !

▣ ખિડકી ખખડી તો ભણકાર વાગ્યા—કોઈ આવ્યું !—પણ જોયું તો તારા હોઠની ભીની ગુલાબી લઈને, તારા કેશની મુલાયમ મહેક લઈ ને લહેરાતી તારી યાદની એક લહર જ આવી—જેને મેં હોઠે લગાવી દીધી, હૈયે ચાંપી લીધી....

▣ રંગરૂપની તારી આ રેશમી મહેફિલ મને ક્યાંક ગૂમરાહ ન કરી મૂકે, સાકી !

▣ જામમાંથી નથી જોઈ તો, આજ તો આંખોથી પાઈ દે, સાકી!

▣ મેં જામ ઉઠાવ્યો ને ફૂલો જુવાન બની ગયાં.....કોઈ ગાન બની ગયાં—કોઈ તાન !

▣ આકાશની સુરાહીમાંથી ઉષા-સંધ્યાનો લાલચોળ શરાબ ઢોળાય છે—જામ ન હોય તો ખોબો માંડ, પ્રાણ !

▣ મેં ક્યાં પ્રભુને યાદ કર્યા છે, તને જોઈ ને પ્રભુ યાદ આવી ગયા, પ્રિય !

- મારી બગીચામાંથી જૂના ફૂલ ઝરે છે—તારી પૂજા માટે, પ્રિય !
- આંસુના બુંદ પૂછ્યા તો ખુ[illegible] આંખ વહી ચાલી !
- તારા હૈયાની કુંજગલીમાં થઈને આવતી લાગે છે—નહિતર હવા આટલી મધુર, આટલી ફોરતી ન હોય !
- રાખો તો [illegible] રાખો !
- સૂની બપોરના મૌનમાં, હે પ્રભુ, તું ક્યારેક રૂમઝુમતો રૂપાળો તડકો થઈને ઉઘાડે દિલે અને ઉઘાડે દિલે રસ્તા ઉપર રમી રહ્યા હોય છે
- મૌનના સાગરમાંથી મને વાણીના મહામૂલ રત્નો મળ્યા છે
- શાખ ઉપર અનાગતના ફૂલ ઝૂલે છે, સાંપ્રત ઝરમર ફૂલ વર્ષારૂપે ઝરી રહ્યો છે, તો ધરતી અતીતના ફૂલોની બિછાતથી ઊભરાઈ ગઈ છે કોણ છે આ ફૂલોનો બાગબાન ?
- મારા દીવામાં જ્યોત તો તારી જ જલે છે, દેવ !
- તારી કેડીના કણકણમાં કુમકુમ વેરાયા છે તારી પ્રતીક્ષાની ક્ષણક્ષણમાં અંતરના દીપ પ્રગટ્યા છે, તારી ઝંખનામાં ઝૂરતા ઝૂરતા આ રાત પ્રભાત થઈ ગઈ છે—હવે તો આવ પ્રિય !
- મારી નીંદની ઝીલના શ્યામ જળ ઉપર તારા સ્વપ્નના શ્વેત કમળ રોજ લ્હેરાય છે, રોજ લ્હેરાય છે !
- જળમાં જાગેલો તરંગ કિનારા તરફ વિસ્તરે છે, પણ તેને ખબર નથી કે જેને તે ઝંખે છે તે કિનારામાં નહિ પણ કેન્દ્રમાં છે !
- જિન્દગી એક વર્તુલ છે—જેની પરિધિને કોઈ અંત નથી

- ભંડાર નહિ, આપ તો ધાન્યનો એક કણ આપ — એક કણ, જે બીજા કરોડો કણને જન્મ આપી શકે !
- શ્રદ્ધા હશે તો મંઝિલ સામી આવશે.
- વિયોગ પ્રેમનાં ઊંડાણોને માપે છે, તીવ્રતાને છતી કરે છે.
- કાશ, શબ્દના મૌનને હું પામી શકું !
- ફૂલ ખીલ્યાની કંઈ ખબર ન રહી, પણ કયી કેશરબીની કુંજમાં હવાના હોઠ ભીના થયા હતા તેની કવિતા તો ફોરમ બધે જ ગાઈ વળી !
- રે, કોનાં આંસુઓનો ઉજાશ છે આ પ્રભાત !
- જિન્દગીને જીવંત કોણે બનાવી—તો કે' મોતે !
- આ ચંદ્રની આંખેથી આંસુની ચાંદની ઊભરાય છે ને તમને તેમાં તમારા આનન્દનાં શ્વેત કમલ લહેરાતાં દેખાય છે !
- જેને તું ઝંખે છે, તે તને ઝંખે છે—પહાડના પડઘાએ મને આમ કહ્યું !
- વસંતથી કરમાઈ ગએલાં હૈયાં ક્યારેક પાનખરથી પલ્લવિત થાય છે !
- જિન્દગી અને મોતના ચાર હોઠ ક્યારેક તો મળે જ છે.
- ઘણા અંધારથી એવા ટેવાઈ જાય છે કે પછી રોશનીને ઓળખી શકતા નથી.
- તારી કરુણાની જલધારાંમાંથી પસાર થઈને દુ:ખનાં આ તીવ્રતમ દાહક કિરણો ઇન્દ્રધનુષના શીતલસૌમ્ય સપ્તરંગમાં પલટાઈને મારા અંતરના આસમાનને રંગીન બનાવતાં વેરાઈ જાય છે.. પ્રભુ !

- જે વાસ જીવનની બ સરીને જન્મ આપે છે તે જ વાસ છે'લી સફરનો આધાર પણ બને છે
- આ તારાઓ તારાઓ નથી—આકાશના અ ધારે વે પ્રભુની પગલીઓ છે
- નિ સીમતાને પણ એક સીમા જરૂર હોય છે
- પથ કઠિન છે તો પગલા પણ દૃઢનિશ્ચયી છે !
- પોતાની મસ્તમા પાનખર પૂરગ ફાર હોય છે
- ઘુવડ રાત છે ટકટો પ્રભાત !
- જિન્દગી શ્વાસ છે મોત નિ શ્વાસ
- લય એ લાવણ્ય છે—ગીતરાણીનુ !
- મૌન એક ચકરાવો લેતુ વમળ છે—જે સ્વરમાત્રને પોતાના કેન્દ્રમા લીન કરીને આદોલનરૂપે ફરી વિસ્તારે છે
- ધી મે, ખૂ બ ધીમે, ચૂપચાપ ચાલો—અરવ પગલે શ્વાસ રોકીને ચાલો હા અહી—અહી જ—આ ઉષાના કિરણ ફૂલના ઢગ નીચે હજુ હમણા જ પોઢયા છે—સવારની સફેદીનુ શ્વેત કફન ઓઢીને નીલગગનના નમણા તારાઓ હજુ હમણા જ પોઢયા છે ! ધીમે, ખૂ બ ધીમે, ચૂપચાપ ચાલો !
- રોજ મૌનભીની મધુર રાતે પાપણના પડદા પાછળની દુનિયામા હુ ચાલ્યો જઉ છુ—એ દુનિયા—જ્યા નવી ધરતી છે, નવુ આકાશ છે, તુ છે અને તારા પ્યારથી મ્હેકતી નવી નવી મધુર મોસમ છે !
- રાત ખૂટી ગઈ છે તો તારા સ્યામ કેશનો મ્હેકતો રેશમી અ ધાર પાથરી દે, સાકી !

▣ હે પ્રાણ, તારી શહનાઈમાં સ્વાગતમ્ લ્હેરાવ! પવનની પાલખીમાં બેસીને આજે મારા સૂરોની સામ્રાજ્ઞી આવી રહી છે!

▣ મારા માથા ઉપર કોઈનો પ્રેમભીનો હાથ ફર્યો ને સફરનો આ તાતો તાપ શીતળ ચાંદનીની લ્હેરાતી લ્હેર બની ગયો!

▣ કાશ, તારાં આંસુઓની છોળ ઊડે!
કાશ, મારા દિલના દાગ ધોવાય!

▣ તારી આંખોના આકાશમાંથી ઊડીને આવી લાગે છે, નહિતર આ વાદળી આટલી છલકતી ન હોય!

▣ શરમ ઓઢીને ફૂલ જંપી ગયાં છે ને પવન પડી ગયો છે ત્યારે શાને મારી ખિડકીનાં દ્વાર આપમેળે ખૂલી રહ્યાં છે? સુક્કાં પર્ણો આ કોની પગલીથી ખખડી રહ્યાં છે? અજંપાનું ચંપાફૂલ કેશમાં ભેરવીને આ કોણ આવી રચ્યું છે, ભલા?....

▣ આજ તો આંસુના આ વ્હેણમાં આંખોને વહી જવા દો, કારણ કે વ્હેણનો આ વળાંક તારા તરફ વંકાએલો છે, પ્રિય!

▣ રાત્રિના શ્યામ જલમાં તેજની આ અસંખ્ય નૌકાઓ લઈને કોણ વિહારે નીકળ્યું છે રે?

▣ મારા એકાંતની હરેક પગદંડી ઉપર તારાં પગલાંનાં નિશાન છે, પ્રિય!

▣ તારા ડૂબી ગયા....ચંદ્રની પાંખડીઓ ઝરી ગઈ...અંજલિનાં રૂપેરી ફૂલ મુરઝાઈ ગયાં....તારી પ્રતીક્ષામાં પેટ્યા હતા તે આંખોના દીપ પણ ઓલવાવા આવ્યા....હવે તો આવ પ્રિય!

▣ સંયોગની ક્ષણ ચાર : વિયોગના યુગ અપાર!

▣ એક નવું પ્રભાત પ્રગટાવો—જે કોઈના લોહીથી લાલ ન હોય!

꙳ પીવડાવ તો એવો પીવડાવ કે મારી મસ્તી જોઈને પુણ્ય-શાળીઓની આ દુનિયા પણ પીવાનુ પાપ કરી લે!

꙳ તને યાદ કરતા કરતા વિતાવેલી ક્ષણેક્ષણ આજ ફૂલ બની ગઈ છે—તુ આવ ને તારા કંઠે એની ફૂલમાળ લ્હેરાવ, પ્રિય!

꙳ તારાઓમાથી રાત ટપકે છે—એ ટપકી જશે ને દિવસ ફેલાશે—લોકો જેને સવાર કહે છે તે થશે

꙳ એક રાતે—સુવાસિત સુન્દર રાતે—કોઈએ હૈયાનુ દ્વાર ઠોક્યુ—ખોલ્યુ તો આવીને કોઈ મારા રોમરોમમા રોપાઈ ગયુ હોઠેથી હસી ગયુ આખોથી ઊભરાઈ ગયુ પછી રાત આખી સૂરના સાગરમા ડૂબી હૃદય ગાતુ રહ્યુ—ગાતુ રહ્યુ!

꙳ એક તરફ મોતનુ મખમલની મુલાયમ અધારુ છવાઈ રહ્યુ છે ને બીજી તરફ જિન્દગીનુ રૂપેરી પ્રભાત પ્રગટી રહ્યુ છે તારુ મિલન થયુ છે, પણ રે, સફરના આ મોડ પર થયુ છે!

꙳ આવવુ હોય તો નકાબ ઉતારીને આવ, આખોમા અતરના મોતી લઈને આવ, કેશમા મ્હેકતી રાત લઈને આવ, કપતા હોઠ પર પ્યારનુ ગીત લઈને આવ!—બાકી પથ્થરની ચૂપ-ચાપ મૂર્તિના ઠડા શબને હુ શુ કરુ?

꙳ રાતભર મારી અશ્રુથી છલોછલ આખોમા કોઈ લ્હેરાતુ રહ્યું શ્વાસની આવનજાવન જેમ કોઈ આવતુ રહ્યું—કોઈ જતુ રહ્યું કપતા હોઠ પર તારા ગીતનુ પખી ગુજતુ ગયુ—ઊડતુ ગયુ અને એમ જ સવાર પડી ગઈ ત્યારે જાગીને મે જોયુ તો, હુ જ્યા બેઠો હતો તે પારિજાતના દ્રુમ નીચે આકાશના બધા જ તારાઓ એકીસાથે તૂટીને શ્વેત ફૂલોની જેમ પથરાઈ ગયા હતા

- આંસુના ભીનાભીના પડદા પાછળ ઝબૂકતી આંખો જોઈને મને આકાશના પારદર્શક પાલવમાં લપેટાએલાં ફૂલ યાદ આવી ગયાં

- હૃદયનું રેશમ લઈને આ તો શું પ્રિય, તું તારું ગુલાબી ગગન ગૂંથી લે!

- આ કોનો અજનબી અણસાર ફરતી જાય છે—ફૂલોના કલરવમાં આ કોની ચર્ચા છે—ફોરમના હોઠ ઉપર આ કોના ગીતનું કંપન છે? કોઈ જવાબ નથી આપતું આ પ્રશ્નોનો ત્યારે મ્હેકતી હવા હીંચી જાય છે વગન!

- સુંદરી એક જ છે અંધારનો શ્યામ સાળુ લહેરાવતી જાય છે તે જ ઉષાની શ્વેત ઓઢણી ઓઢીને આવે છે

- હૃદયમાં રાત હોય તો આંખોના દીવામાં ઉજાસ ક્યાંથી આવે?

- પ્રભુ તારાં પગલાંને સલામત રાખે—એ પગલાં, જેના પર ન્યોચ્છાવર થવા ઝુગઝુગવી મારા હૈયાનાં ફૂલ ઝૂરે છે!

- પોતાની ક્ષિતિજ સાંકડી પડે છે ત્યારે હૈયાનું પંખી સાથીની ક્ષિતિજ શોધે છે

- હૃદય માળો છે પ્યાર પંખી

- તમે તરણાંને ડુંગર તોળતાં જોયાં છે?

- આકાશના કેટલાક તારલાઓને પ્રણાલિભંગ કરવાનું સૂઝ્યું ને તે બધા ઉઘાડા શરીરે આકાશ છોડી ધરતી ઉપર ઊતરી આવ્યા—ફૂલ બનીને

- હું તમને કોઈ કહાની સંભળાવવામાં રહ્યો ને મારા શ્વાસની કારવાં દૂર નીકળી ગઈ—હું એકલો પડી ગયો—અને મારા આ એકલીપણાને તમે મૃત્યુ માન્યું!

- તારું આગમન નહિ થાય તો અમે તારા અનાગમનનો ઉત્સવ મનાવીશું !
- ઉજમાળી આશાને અંધારનો સાળુ પહેરાવી દો, તમને એ નિરાશાની રાત લાગશે !
- નીલગગનમાં રોજ રાત આવે છે—જાય છે, તારાઓ ઊગે છે-આથમે છે; પણ મારી વિરહરાતના આ અશ્રુદીપ એવા ને એવા જ અખંડ જલે છે.
- હૈયાની હેલી તે આંસુ.
- અગાધતા એ સપાટી ઉપર તરતી માસૂમ જલકન્યા છે.
- દિલ છે તો દુનિયા છે.
- મૌન પોતે જ પોતામાંથી પ્રગટ થાય છે ને પોતે જ પોતામાં સમાઈ જાય છે.
- મરી તે જાણે છે, જે જીવી જાણે છે !
- રૂપગર્વિતા આયના સામે અનિમેષ ઊભી હતી ત્યાં પાછળ કોઈ ફરકી ગયું—પીઠ ફેરવીને જોયું તો દૂર સુંદરતા સરી જતી હતી....
- તારો વ્યાપ છે મારા એકાંતના અણુઅણુમાં.
- દિવસના લોહીનીગળતા શબને જડબાંમાં દબાવીને ક્ષિતિજ-ની ઊંડી ખીણમાં ઊતરી ગયો છે સૂરજ—સંધ્યાનું આકાશ કંઈ અમથું લોહીલુહાણ નથી !
- અચાનક તારું ધ્યાન ધરાઈ ગયું ને આવતાં આવતાં અટકી ગઈ એકલતા !
- મારી સાવધાન આંખો ચારે તરફ ભમે છે—કોણ જાણે કયા વેશમાં તું મળે, બહુરૂપી !

- આ રાત જના ખૂટતી નથી નિગ્હુની, રે, ત્યા સારી જિન્દગી કેમ ખૂટશે ?
- મને પોતાને જ મારી ખબર નથી ત્યા તારી બેખબરનુ શું બયાન કરુ ?
- આટલી પાગલ તો ક્યારેય નહોતી—જરૂર પીને આવી લાગે છે આ હવા !
- હૈયે તારે શરાબના સાગર લ્હેરાય છે હવા, આજ તો તારા હ્રદયમા ડૂબી જવા દિલ રઢાય છે !
- હે સવાર, તારા એક સ્મિત માટે કેટકેટલા તારલા કુરબાન થઈ જાય છે !
- તમારા હૈયાના ચોકને એવો તો સ્વચ્છ રાખો કે પ્રભુને એમા રમવા ઊતરવાનુ મન થાય !
- તુ ક્યારેક ફૂલપાદડીથી યે સુકુમાર બની જાય છે અને તારા ઉપર ઝૂલતા ઝાકળબિન્દુનો તો ઠીક, પણ તારી ફોરમનો ભાર પણ તને અસહ્ય લાગે છે, તો ક્યારેક તુ તર્જની બની જાય છે—એ તર્જની જે પર્વતોના પર્વતને પણ એના વજ્ર ટેરવે તોળી લે છે !
- ફૂલની ફોરમનો જશ છે જેને, તે જવાબદાર છે કટકોના દુખ માટે પણ !
- મારા એક એક આસુ મારી એક એક આહની મઝાર છે
- જેને જિન્દગી જોડે છે તેને મોત તોડે છે, પણ જેને મોત જોડે છે તેને કોઈ તોડી શકતુ નથી
- રોજની એકધારી જિન્દગી કિનારાની રેતી છે, ક્યારેક તો તૂફાનને યાદ કર, દિલ !

▣ રાતના અંધારમાં લપેટાઈને ગજાર આવે છે, ધિક્કારનો વેશ લઈને કદીક પ્યાર આવે છે

▣ જગત સૂઈ જાય છે ત્યારે આભની ગોરી ચાંદની હવામાં ટહેલતી લહેરાતી નીચે ઊતરે છે ને ખળખળ વહેતા ઝરણામાં પગ ઝબોળે છે કદીક સાગર લહેરોમાં આળોટે છે ને થાકી જાય છે ત્યારે વૃક્ષોના ગાઢ માંસલ પલ્લવો ઉપર લેટી જાય છે! જોઈ છે તમે?

▣ દિવસભર સળગતા રહેલ રેતીના અફાટ રણને આલિંગીને ઠંડી માસુમ રાત રોજ સૂઈ જાય છે

▣ હું પોતે એક બિન્દુ—સમયની અનંત ક્ષણ ઉપર ઝવતું બિન્દુ—છું, જેની અંદર નિ:સીમ મહાસાગરો ઘૂઘવે છે!

▣ એક મુદ્દત પછી આ હોઠ ઉપર હાસ્યની હેલી વરસી છે—ક્ષણભર તો ભીંજવા દે—વર્ષોથી જે વેરાન છે તે આ હોઠના ઉપવનને એકાદ પળ તો ખીલી લેવા દે!

▣ એવા કેટલાયે હોઠ છે—જેને હાસ્ય મળતું નથી, એવી કેટલીયે આંખો છે—જેને આંસુ સિવાય કોઈ ઊપજ નથી

▣ સારું થયું પાગલ થઈ ગઈ આ વાદળી, નહિતર આંસુનો આટલો બોજ કેમ વહી શકત?

▣ અસહ્ય રક્તદાણ—
ફાટી ગયેલી રક્તશિરાઓ—
ધોધમાર રક્તસ્રાવ—
વેગ-વેગ-વેગ લાલ રંગનો એક જબરજસ્ત પ્રવાહ
અને પછી મધુ સ્તબ્ધ—શાંત—સ્થિર એક લાલ સંધ્યાના ખોળામાં એક ફિક્કા દિવસનું મૃત્યુ!—

◙ મોત તોડતું નથી, જોડે છે—તને અને મને!

◙ સમયનો સર્પ તો સર્યે જ જાય છે—ઊતરે છે માત્ર રાત-દિવસરૂપ કાંચળી!

◙ આપણાં હૈયાંને કોઈ અગોચર ખૂણે એક નંદનવન છે—બંસીનાં ગાન છે—હસતાં ફૂલ છે—હલેરાતાં દુકલ છે—ઝૂમતાં મસ્ત આસમાન છે, તો ગોરી ગોરી ગોપીઓ સાથે કાળા કાળા કહાન છે! પણ—પણ પાસે જ એક ભયાનક જ્વાળામુખી છે—એના ઊંડા પેટાળમાં ગરમ ગરમ લાવારસની જ્વાળાઓ ધખધખે છે ને એનાં ઊંચેરા શિખરની પાસે એક ખીણ રચાઈ ગઈ છે—એક ઊં....ડી ખીણ જેમાં નજર નાખો તો તમ્મર આવે અને જેના ઊંડાણોમાં ભયાનક જંગલી હિંસ પશુઓ રાતદિન શિકારની શોધમાં વિહ્વળ રખડયા કરે છે!.... આપણાં હૈયાંને કોઈ અગોચર ખૂણે એક નંદનવન છે....

◙ એક અનંત પરિધિની વિરાટ વર્તુલ લીટીમાં અનંત ઘટક-બિન્દુઓ છે—જેમાંનું એક બિન્દુ તે હું! સમયની કોઈ એક ક્ષણ મને મારા સ્થાનેથી ખેસવે છે, હું ખસું છું—જન્મ પામું છું—મારી પાછળ બીજાં બિન્દુઓ પણ ખસે છે ને એક ગતિ રચાય છે, એક લય આકાર લે છે. એ ગતિના ટેકે હું આ વર્તુલનાં આસમાનોમાં ઊડું છું—એના પહાડોમાં ઘૂમું છું—ફૂલોથી છવાએલી એની પગદંડીઓ ઉપર પ્યારનું ગીત ગૂંજતો ફરું છું અને છેવટે ફરીફરીને પરિધિનું એક ચક્કર પૂરું કરીને મારા મૂળ (? !) સ્થાને આવીને સ્થિર થઈ જઉં છું—મરી જઉં છું!—અને ફરીને સમયની કોઈ એક ક્ષણ મને ખેસવે છે....ફરીને....ફરીને....આ પરિધિ અનંત છે.... આ સફર શાશ્વત છે!

☼ સિંહ જેવા સૂર્યનો પંજો પડયો ને તેના તીણા લાંબા ન્હોરથી આકાશનું રેશમી શરીર ચીરાઈ ગયું, માસૂમ ફૂલો ઉતરડાઈ ગયાં ને એના લાલ લોહીની લાલ આભા આભમાં ઝગી ન રહી કોઈ કે એને ઉષા કહી!

☼ હું એક આજન્મ કેદી છું એક નિર્જન સૂમસામ બની ગએલા ટાપુ ઉપર મને એકલો રાખવામાં આવ્યો છે એની ઠંડી થીજી ગએલી શૂન્યતાથી હું જ્યારે બ્હાવરો બની ત્રાસી ઊઠું છું ત્યારે (તરસ્યા સામે પાણીનો પ્યાલો ધરવામાં આવે તેમ) મારી ચોતરફ જબરજસ્ત આયનાઓ ગોઠવી દેવામાં આવે છે—અને મારી ચોતરફ માણસો ઊભરાઈ ઊઠે છે—મારા જ આકારો મારામાંથી બહાર નીકળીને મને ઘેરી વળે છે—ધબકતા આકારો, જીવતા આકારો, શ્વાસ લેતા આકારો! અને હું જોરથી, ખૂબ જોરથી બેફામ હસી લઉં છું મારા એ નિર્જન અટ્ટહાસ્યને આનંદનો–તૃપ્તિનો ઉદ્‌ગાર સમજી તુરત જ આયનાઓ ખેસવી લેવામાં આવે છે ને હું ફરીને એકલો થઈ જઉં છું—સૂમસામ થઈ જઉં છું હું એક આજન્મ કેદી છું!

☼ ધોળા ધોળા કેસૂડા ઉપર લાલચોળ અધીર વસંત લેટી હતી અને ધીમે ધીમે એની નસોમાં પોતાનું લાલ લાલ લોહી રેડી રહી હતી

☼ ગીતની કોઈ અણજાણ આકાશ કેડીએ ઊડીને આવતો આ બુલબુલબોલ મને તારો સાદ લાગે છે—વિમુગ્ધ પડી ગએલા સાથીનો સાદ—જેની વેદના મારા હૈયાને વલોવી નાખે છે!

☼ રાત ખૂટી ગઈ છે તો તારા શ્યામ કેશની ઘનનો રેશમી આ ધાબળો પાથરી દે, સાકી!

▣ આ તે કેવી જાદુઈ સફર છે : એક મંઝિલમાંથી સો સો મંઝિલો ફૂટી નીકળી છે, રસ્તાઓ ઊડતા જાય છે, દિવસ-રાત ઉપરતળે થઈ ગયાં છે ને કારવાં આખી ગે ગુમરાહ થઈ ગઈ છે! છેદી નાંખ આ છલના, સંકેલી લે આ બિછાત, ઉઠાવી લે આ જાળ, જાદુગર!

▣ આંસુના દીપનો ઉજાસ કેવો અનોખો હોય છે!

▣ તારો એક જ સ્પર્શ ને સહરાની આ રેતી ફૂલરેણુ બની ગઈ!

▣ પતઝરના પાનની જેમ હૈયાડાળેથી એકએક અરમાન ઝરી ગયાં છે, સૂકા વૃક્ષનાં ઠૂંઠાને તારા સિવાય કોઈ તમન્ના નથી —તું આવ, કૂંપળની કવિતા થઈ ને આવ, પ્રિય!

▣ બંસી હોઠે ચંપાય, સૂર હૈયે.

▣ લોચનના આ અનરાધાર મેઘ ક્યારેક આંખ તરફ વળવાને બદલે અંતરમાં ઊતરી જાય છે—આ બારે મેઘને ચૂપચાપ પી જાણે તે નીલકંઠનોય નીલકંઠ!

▣ કહેવાથી હળવું થાય—પણ સહેવાથી તો ઓગળી જાય છે આ દુ:ખ.

▣ ભીંજવીને ભરતી ભવ્ય બને છે, ઓસરીને ઓટ ક્ષીણ થાય છે.

▣ છલકાવે એ છોળ!

▣ મારા રોમાંચની હરેક ક્ષણે મારા રોમરોમને ઝૂલે તું જ ઝૂલે છે પ્રિય!

▣ સમયના અનંત પથ ઉપર એક જ પગલી— એક અમીટ પગલી—આપ તો આટલું આપ!

▣ ક્યારેક આંખ વરસે છે, ક્યારેક અંતર!

◘ કિરણની કેડી ઉપર થઈને સૂરજ રોજ ધરતી ઉપર ઊતરે !
—કોણે કહ્યું ધરતી–સૂરજ વચ્ચે અનંત અંતર છે !

◘ જે અંતર્યામી છે તે જ બહિર્યામી છે.

◘ જે પહેલાં નાચીજ હતાં તે તરણું હવે એકમેકથી જોડાઈ કોઈ પંખીનાં સુખદુઃખની દુનિયા બની ગયાં છે !

◘ છેક સવારનું તારા હૃદયનો માળો છોડી મારા આ આવુર પંખી ઊડયું છે—હવે સાંજ પડ્યે એ પાછું ફરશે તારા હૈયાનીડે પ્રિય !

◘ સવારે ઊડેલું પંખી સાંજે પાછું ન ફરે ત્યાં સુધી માળાનું હૃદય ઝૂર્યાં કરે છે—તરફડયા કરે છે.

◘ ઊઘડી આકાશી છીપ—ઝળહળ મોતીના અગણિત દીપથી જેનાં ભીતર ઝાકઝમાળ છે,—હૈયાની છીપમાં હો તો આવ મોતી હો !

◘ અંધાર પડછાયાને પી જાય છે.

◘ ચંચલતાનો વિસ્તાર બે નિશ્ચલતાઓ વચ્ચે હોય છે—નિશ્ચલતાનો બે ચંચલતા વચ્ચે !

◘ બંસીમાં સૂર ઊતરે છે, પુરાઈ જવા માટે નહિ પણ મુક્ત થવા માટે—નવો વિસ્તાર પામવા માટે !

◘ કોઈએ કહ્યું : પ્રભુ અદૃશ્ય છે.
મેં કહ્યું : પદાર્થમાત્રનો સૂક્ષ્મમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મમાં.......
સૂક્ષ્મ અણુ તે વિભુ—જે દૃશ્ય છે—અદૃશ્ય પણ !

◘ તારાઓને પગલે પગલે હું તારા સુધી પહોંચી જઈશ, કારણ કે આ તારાઓ તારાઓ નથી, તારાં પગલાં છે, પ્રભુ !

✡ આપનારને અભિમાની અને લેનારને ઓશિયાળો ન બનાવે એવું દાન કોઈ હોય તો એ છે નિષ્કામ પ્રેમનું દાન !

✡ શક્તિએ જનતાને કહ્યું, 'હું તમારા પર શાસન ચલાવવા માંગું છું.' અને જનતાએ એને સત્તાનું સિંહાસન સોંપ્યું. સ્નેહે જનતાને કહ્યું, 'હું તમારી સેવા કરવા ચાહું છું.' અને જનતાએ એને પોતાના મન–મયૂરાસને સ્થાન સમર્પ્યું.

✡ સિદ્ધિની સીતાને આરાધનાની અશોકવાટિકામાં પહોંચીને મળી શકે કેવળ અખંડ પુરુષાર્થરૂપી રામના હનુમાન સમાન પરમ ભક્ત જ.

✡ રૂપાળાં જંગલી ગુલાબોથી છવાએલી પહાડી પગદંડી ....ભીની રાતોમાં ફેલાતી રાતરાણીની બેચેન રેશમી સુવાસ ....તેના ઉપર ધુમ્મસની જેમ ઝળુંબી રહેતું એક સુવાસિત સુમધુર મૌન....એનો રહેકતો વ્યાપ....લાવણ્યમય લય જેમ લ્હેરાતી મોહક હવા....એનો સુકુમાર કુસુમમય કંપ....મોસમના મધુર સ્મિત જેવી માસુમ મુલાયમ વર્ષા....તારાઓમાંથી ટપકતું ભીનું લીસ્સું ઠંડું ધૂમિલ તેજ....એક સંગીતમય સ્વપ્નિલ કેફ....એક બેહોશી....એક મદહોશ ઘેન....એક ઝિલમિલાહટ....દ્રુત ઝંકારની એક દોડતી સેર....અને—એક ખુશ્બોદાર ખુશનુમા રંગીન મૌત !—હું તૂટીને વેરાતો જાઉં છું—આ બધામાં—આ લ્હેરાતી દિલેર જિન્દગીમાં, આ મુસ્કુરાતા હસીન મૌતમાં ! .... ... ... .... ... ...